૨૪૦૯

# નામે આદમ

યાને

# આદમ ચીતાર.

ભાગ પહેલો.

બનાવનાર

**એરચશાહ એદલજી શેઠના.**



મુંબઈ:
રાપન પ્રીનટીંગ પ્રેસ, ધોબીતલાવ.

૧૮૮૫.

કીંમત રૂ ૦ =.

# નામે આદમ

યાને

# આદમ ચીતાર.

ભાગ પહેલો.

બનાવનાર

એરચશાહ એદલજી શેઠના.



મુંબઈ:

રીપન પ્રીનટીંગ પ્રેસ, ધોબીતલાવ.

૧૮૮૫.

કીંમત રૂ ૦॥=.

# વિનંતી.

હજારો સેપાસ હજારો શુકર,
ગુજારૂંચ હું સાહેબ તારી ઉપર;
કે રાખે પરજાનાં દીલને ખુશી,
ને રૈયત ગુજારે દીન રાત હસી.

દીન દુન્યાનાં ઓ સાહેબ ધણી !
બક્ષી છે અક્કલ મનુષ્યને ઘણી;
યાદ કરી તુંને લખાય આ કેતાબ,
મોહટાઇ નથી જોઇ મેં લખવાને કાજ.

ખલકનાં લોકોને વાંચવા થકી,
રચીછ આ કેતાબ તે જાણવું નક્કી;
અગરજો રહી હોય કાંઇબી ચુક,
અથવા ન મલી હોય લખાણની ટુક,
તો સુધારજો તમો મેહરબાની કરી,
કહેછે "એરચ" વીનંતી કરી.

**મારાં કદરદાન હેતવંતાં**

# માતાજીને

મુજ તરફની અનંત કાલજી તથા દેલશોજીને માટે

આ લઘુ કેતાબ

તે માનવંતનાં અત્યંત તાબેદાર અને નમનતાઇ
ભરેલા ખાકસાર ફરજંદ

**એરચશાહ એદલજી શેઠનાએ**

અર્પણ કીધી છે.

# દીબાચો.

આ ઇલાકાનાં દરેક શેહેરમાં આપણ જોઇશું તો માલમ પડશે કે ઘણાખરા સ્ત્રી તેમ પુરૂષોને ગુજરાતી લીપીમાં ગદય તેમ પદયમાં લખેલા નીબંધો વાંચવાનો અતી મોટો શોખ દીનપર દીન વધતોજ છે, અગરજો કે પુરૂષોનો ઘણોક ભાગ અંગરેજી "Novells" ઉપર વધતો ભાવ બતલાવેછે તોપણ.

આવી તકનો લાભ લઈ એક અદના કોશેશ તરીકે પેહેલીજવાર જે આ લઘુ પુસ્તક બાહાર પાડવામાં રંજ ખેંચી મરદો તેમ ઓરતોને માટે નીતીની તેમ બીજી સાધારણ બાબદો સમાવી અગરજોકે ઠીક કોશેશ કરવામા આવી છે તોપણ તેમાં ખામીઓ સ્વભાવીક રીતે હોવાનો જે સંભવ રહેલો છે તે માટે વાંચનાર સજજનો પાસ દરગુજર માગી જણાઉં છું કે અગરજો કોઇપણ જાતની ખોડ ખાપણ તેઓની જાણમાં આવયાથી મુજને જણાવવાની કોશેશ કરશો તો તે મને એક મોટું ઉત્તેજન મલેલું તેમ એક મોટો આભાર થયલો ગણાશે.

હવે મારે નમનતાઇ સાથ જણાવવું જોઇએ કે આ આદમ ચીતાર સજજનોનાં હાથમાં જઇ પડવાથી હું તેનાં વાંચનારને એવું જણાવવા માંગતોજ નથી કે હું એક ગ્રંથકારનો દાવો કરૂં છું; એતો મેં માગ નવરાસનાં વખતનો આવી રીતે ઉપયોગ કીધો છે અને ભવિષયમાં પણ તે પ્રમાણેજ અમલ કરવાને હું બંધાઉ છું.

એ. એ. શે.

મુંબઇ તા૦ ૨૦મી આગષ્ટ ૧૮૮૫.

# શુધ્ધ પત્રીકા.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | સુદ્ધ. |
|---|---|---|---|
| ૫૫ | ૧૬ | હાજત. | હાજરી. |
| ૫૫ | ૧૬ | વખરી. | વખત. |
| ૫૫ | ૨૫ | આખાડા. | અખાડા. |
| ૫૬ | ૨ | ખંગશે. | ખંગશો. |
| ૫૭ | ૩ | શીરીનબાઇ. | શીરીનબ.ઇ. |
| ૫૭ | ૧૬ | વેહવાઇ વેહવાણુને. | સાસુ સસરાને. |
| ૫૮ | ૨ | પૈસાસાદાર. | પૈસાદાર. |
| ૫૮ | ૭ | ઝહાંગીર. | ઝહાંબક્ષ. |
| ૫૮ | ૨૩-૨૪ | તેપણ. | તેવણ. |
| ૫૮ | ૨૫ | પણ ઝહાંગીરે. | ઝહાંબક્ષે. |
| ૫૯ | ૨૭ | ડયાલુ. | દયાલુ. |
| ૪ | ૩૦ | ઝડોનાં. | ઝાડોનાં. |
| ૭ | ૨૬ | (Saltpetre) | (Sulphate of Copper) |
| ૧૨ | ૩૦ | મુવેલનો. | મુવેલાનો. |
| ૧૬ | ૨૪ | દાખલા. | દાખલ. |
| ૧૭ | ૪ | કહેલું. | કહેવું. |
| ૧૮ | ૨૯ | પોતાની. | પોતાના. |
| ૨૦ | ૧૩ | ઓળખવા. | ઓળખ. |
| ૨૨ | ૩૦ | નામેથી. | નામોથી. |
| ૨૫ | ૨૯ | તેને. | તેનો. |
| ૨૯ | ૯ | હરણ કરતા. | હરણ નથી કરતા. |
| ૨૯ | ૧૦ | તરબ્યત આપતા. | તરબ્યત નથી આપતા. |
| ૩૧ | ૨૦ | કારૂં. | કોરૂં. |

# સાંકળ્યું .

# નામે આદમ

યાને

# આદમ ચીતાર.

## * ગોનાહની તોબેસ.

હે પરમકૃપાલુ ઇશ્વર! બેઉ જેહાનના પેદા કરનાર હે જગદીશ્વર! માહ પ્રાક્રમી, સર્વ શ્રેષ્ઠ, વીર્યવાન, સર્વ શક્તિવાન, સર્વ જ્ઞાની, પરીબ્રહ્મ, ખુદા, અલ્લા વીગેરે અનેક નામનાં હે જગત ત્રાતા! હું તારો ખાકી બંદો, તારો ન્યાય તોડનાર, તુજથી પેદા થયલો આદમ જાત, આ દુન્યામાં લગભગ ૫૫ સદી થયાં આવી વાસો કરનાર હું દોજખી ખરા અંતઃકરણથી તુજ સાહેબ આગલ બેઉ કર જોડી શરૂઆતના પાપથી તે આજ સુધીમાં થયલાં મુજ અગદી પાપની ખરા પશ્ચાતાપથી માફી માંગી એવું એકદીલથી જણાઉં છું કે તારી સાહયતાથી હવેથી કોઇપણ જાતનું પાપ ગમે તે પ્રકારે હું કરીશ નહી.

હે ત્રાતા! આ મારો ખરો પશ્ચાતાપ કે જે હું ખરાં જીગરથી હમેશનું સુખ સોધવા કરૂં છું તે ઉપર હે જગન્નાથ તું પ્રીતી બતલાવ અને થયલા ગુનાહની માફી બક્ષ. હે માયાલુ પરીબ્રહ્મ! આ મારાં અગદી પા-

* એ વીશે એક દાનાવ શાયર પોતાની કેતાબમાં દરશાવી ગયો છે કેઃ—
બેત—"ગુનાહ અગરચે નબ્વદ અખતીઆરે મા હાફેજ
તો દર તરીકે અદબ કુશો ગુ ગોનાહ મન અસ્ત."

માએની—"એ હાફેજ કદાચ ગુનાહ તથા પાપ આપણાં અખત્યારમાં તો નથી તોપણ અદબની રાહમાં કોશેશ કરી કહીદે કે ગુનાહ મારેથી થાયછે, યાને થોડા ગુનાહને ઘણા જાણ અને ઘણી બંદગીને થોડી સમજ અને તારેથી કશું પાપનું કામ થયલું માલમ પડે તો તે વેલા, રડતો, ડરતો, ઠઠરતો, કાંપતો અને બીહતો ખરી મનસનીથી તોબાહ કરી બેગુનાહનો દાવો ન કર."

પોની માફીની માંગણી કે જે હું બહુ મોડી માંગું છું તોપણ હે મારા દીન દયાલ તું તેમાં મને સાહય થા અને મારામાં જે બધી જાતનાં દુરગુણો વીકારો છે તેનો તું જડમુળથી નાશ કરી મારૂં જીગર સદગુણોથી ભરપૂર કર. આ મારી નમ્ર પ્રાર્થના હે પરમેશ્વર તું સાંભલ! કારણ તારી સ્મક્ષ આવવાનો ખરો રસ્તો શો છે તે હું હવે સમજયો છું. તુંજ શીવાય મુકિત આપનાર બીજો કોઇ નથી એમ મને હવે માલમ પડયું છે, માટે તે પ્રમાણે અમલ કરવાને હું હરહમેશ પ્રયત્ન કરૂં તેમાં મને સાહય થઇ મારા જીગરમાં તું હવે વાસો કર.

હે કીરતાર! હું તારૂં નામ પોકારી સઘલા ગુનાહની તોબાહ કરી હવે સર્વથી દુર રહેવા ઇચ્છું છું માટે આ દુન્યામાં મેં જે બુરા સખુનો ઓચરયા છે, બુરાં કામો કીધાં છે તેથી હે ખોદા! તું મને મોકલો કર. હે ઇશ્વર! તુંજ સીવાય બીજા કોઇ પણ દેવતાને હું પુંજતો નથી વાસ્તે હે બ્રહ્ય દેવ! હું સઘલા રાસ્ત વિચાર, રાસ્ત સખુન વીગેરેના વખાણ કરૂં અને બુરા સખુન, બુરાં કામ વતરોગેનો ધીઃક્કાર કરૂં એવી બુદ્ધી તું મને આપ. યથાસ્તુ!!

---

# ગોનાહ.

કોઇ પણ કામ કરતી વખતે આપણી વીચાર શકિત એવું બતલાવી આપે કે જે કામ આપણે કરયે છીયે તે બજાલાવવું આપણને પાત્ર નથી તો તેવું કામ કરવું એ ગુનાહ છે. ગુનાહ અનેક જાતનાં હોય છે તેમ અનેક ગુનાહમાં અનેક મોજશોખ પણ સમાયલી છે અને તેવી મોજશોખનાં સબબેજ કરી એક ચેપી રોગ મીસાલ તે એક બીજામાં પેઠસ થાય છે. હવે ગુનાહનો બદલો ત્રણ રાતની સજા યાને તે દરેક રાત સતાવણ વરસ જેટલી લાંબી છે માટે તે સજામાં આવી ન પડવા માટે આપણે આપણું સુઝતું કરો એટલે કે હેઠલ જણાવેલા ગુનાહથી હરહમેશ વેગલા રેહવાને પ્રયત્ન કરો:—

૧ અદેખાઇ કરતાં ના.
૨ આપઘાત કરતાં ના.
૩. અંનનો ગેરઉપયોગ કરતાં ના.
૪. કષ્ટ કરતાં ના.
૫. કીનો રાખતાં ના.

૬. ખુલ્લે પગે યા માથે ચાલતાં ના.
૭. ખુન કરતાં ના.
૮. ખોટી સાક્ષી આપતાં ના.
૯. ખોટો ઇનસાફ આપતાં ના.
૧૦. ગુજરેલાં પાછલ રડતાં ના.
૧૧. ગુજરેલાં પાછલ ખરાબ ઓચરતાં ના.
૧૨. ગુનાહનો પશ્ચાતાપ કીધા વગર રેહતાં ના.
૧૩. ગુમાન રાખતાં ના.
૧૪. ગેરવાજબી ચાલ ચલાવતાં ના.
૧૫. ગોલામગીરી કરતાં ના.
૧૬. ગોલામ ખરીદતાં ના.
૧૭. ચુગલી કરતાં ના.
૧૮. ચોરી કરતાં ના.
૧૯. છીનાળું કરતાં ના.
૨૦. જખમ કરતાં ના.
૨૧. જમતી વખત સુકર કરવાને ભુલતાં ના.
૨૨. જાનવરોને ભુખ્યાં રાખતાં ના તેમ વીના કારણે મારતાં યા તેમનો નાશ કરતાં ના.
૨૩. જાદુઇ કરતાં ના.
૨૪. જુલમ ગુજારતાં ના.
૨૫. જુઠું ઓચરતાં ના.
૨૬. દસતાનવાલી સાથ કશો સંબંધ રાખતા ના.
૨૭. દુશમનાઇ કરતાં ના.
૨૮. નીરધનની ખરદાશ લીધા વગર રેહતાં ના.
૨૯. નુકસાન કરતાં ના.
૩૦. પારકાં સાથ જનાકારી કરતાં ના.
૩૧. પાલક તોડતાં ના.
૩૨. પ્રીતી તોડતાં ના.
૩૩. બલાપો કરતાં ના.
૩૪. બદનજર કરતાં ના.
૩૫. બીજાને આપદામાં જોઇ અખાડા કરતાં ના.

૩૬. બુરે મારગે ચાલતાં ના.
૩૭. બેશરમાં થતાં ના.
૩૮. બોલેલું પાછું તાણતાં ના.
૩૯. ભૂંડું બોલતાં ના.
૪૦. મની બુરે મારગે ખરાબ કરતાં ના.
૪૧. મજાખ મસકેરી કરતાં ના.
૪૨. માન આપવાને ચુકતાં ના.
૪૩. મીનાકેશો કરતાં ના.
૪૪. મોહટાઇ મેલવવા ઇચ્છતાં ના.
૪૫. મોહીત અજાણ્યાપર પડતાં ના.
૪૬. લુટફાટ કરતાં ના.
૪૭. લોભ કરતાં ના.
૪૮. વસ્ત્ર તેમ હરેક ચીજનો ગેરઉપયોગ કરતાં ના.
૪૯. વેસ્યા સાથ બદફેલી કરતાં ના.
૫૦. શકની નજરથી જોતાં ના.
૫૧. સગાઇમાં ખલલ કરતાં ના.
૫૨. સુસતી રાખતાં ના.

## સર્વ વયાપક.

આ દુન્યામાં તેમ પરલોકવાસમાં એવી કઇ ચીજ છે કે જે નીરાકાર છતાં પોતાની સમતોલ દ્રષ્ટીને એકી વખતે ચોમેર ફેરવી શકે છે. તે કોઇજ નહી પણ પરમકૃપાલુ ઇશ્વર, કુલ જેહાનનો રખેવાલ, કે જે હું ઇ, તંહી, તેમ સઘલે છે; દુન્યાની સઘલી હીલચાલો તેનાથી છે. પ્રાણી માત્ર તેનાથી સરજાયલાં છે. મનુષ્યનાં સુખને અરથે અગતયની સરવે ચીજો તેને સરજી છે. તેનાં કામની ગણુતરી છેજ નહી. તેની ખુબી પૃથવી ઉપર, આકાશ અને પાતાલમાં ન્યારી છે. ઝાડ, પાન, ફલ, ફુલ, સમુદ્ર, નદી, નાલાં વીગેરે અનેક ચીજો આપણા જોવામાં આવેછે. આ દુન્યાંમાં તેનાથી બનેલી એક પણ ચીજ એવી નથી કે જે નકામી હોય. જે ચીજને આપણુ નકામી સમજીયે છીયે તે ચીજને આપણાથી વધુ માહીતી ધરાવનાર ઉપયોગી હેડવી આપેછે. આ દુન્યામાં અનેક ઝાડો છે, તેમ અનેક ઝડોનાં અનેક ઊપયોગ પણ છે. આપણને કોઇ પણ ચીજની હાજત

સારૂં તેની પેદા કરેલી દરેક ચીજની મદદ જોઇએ છે; મદદ વગર હરેક ચીજ વ્યર્થ છે. હવે પરમેશ્વરથી જે ચીજો સરજાઇ છે તેને માણસ જાત તરેહ તરેહવાર ગોઠવણી તથા મેલવણી કરી પોતાની વીચારશકિત વડે નકલ કરી શકેછે. દાખલા તરીકે વનસપતી તરફ નજર ફેંકશું તો જ' ણાશે કે કેટલીક વનસપતીઓ આપણા ખોરાક તરીકે વપરાય છે તેમ વલી કેટલીક ઢોરોનાજ ખોરાક માટે ઉપયોગની છે. વલી કેટલીક વનસપતીઓ એવી છે કે જેમાંથી જુદી જુદી જાતની દવાઓ બનેછે કે જે દવાઓ લાંબી મુદતનાં અનેક પીડા કરતા રોગોના અસરકારક ઇલાજો તરીકે કામે લાગે છે. વનસપતીનો બનાવનાર તે ઇશ્વર છે અને તેની દવા વીગેરે માણસ જાતની વીચારશકિતનાં બલે કરી બનેછે. આમાં એક બીજાની સાહયતાની જરૂર પડેછે. આ દુન્યાનાં અનેક જાતનાં ફુલો માણસ જાતને અનેક જાતની લેઝત આપેછે. દુન્યાનાં અનેક જાતનાં ફુલો તરેહવાર જાતની ખુશબો ધરાવે છે કે જેથી ગમગીની માણસ ઘણી વખતે પોતાનાં દીલને શાંત પાડી શકેછે.

વલી આ ખુશબોદાર ફુલોમાંથી ભાત ભાતના તેલો નીકલે છે જેને અત્તર કરી કહેછે. અત્તરની ખાસીયત ઉપરથી તેનો રાખનાર ખુશ મીજાઝનો છે એમ સેહલથી કહેવાઇ શકાયછે. ફુલોની હસ્તી પરમકૃપાલુ કીરતારની શકિતને લીધે છે, અને અત્તરની હસ્તી આદમજાતથી છે. આમાં પણ એક બીજાની સાહયતા કામે લાગેછે. સુરય, ચંદ્ર, તારા, તડકો, પવન, વાદલાં, વરસાદ વગેરે પરમેશ્વરનાં અપાર ડહાપણની ગુવાહી છે, તેમ સોનું રૂપું, ત્રાંબું, હીરા, માણેક, વીગેરે અગણીત ખણીજ પદાર્થો તે હોરમઝદની બક્ષેસથી આપણને મલી આવેછે, અને આદમ જાત પોત પોતાની વીચારશકિતનો ઉપયોગ કરી પોતીકા ખપમાં લાવે છે. હવે આટલું તો ખરૂં કે વીના મદદે આ બધું વ્યર્થ છે, ત્યારે માણસ જાત આપસ આપસમાં મદદ માંગવામાં શરમની વાત શા સારૂં સમજે છે. તેઓને કયાં ખબર છે કે સૃષ્ટી એકલપેટી થવા સારૂં સરજાઇ નથી. નીરજીવ ચીજ જયારે નીરજીવ ચીજને ખુદરતીજ રીતે કામ લાગે છે ત્યારે માણસજાતે અરસપરસની મદદ સારૂં શા માટે શરમાવવું જોઇએ? શું ફલાણો પૈસાદાર છે માટેજ ફલાણા ગરીબ સાથ સંબંધ રાખવો ન જોઇએ? જો એમજ હોય તો આ કેવલ નીયમથી ઉલટું છે. માણસ જાતે તો એક બીજાંને સાહય થવું જરૂરનુંજ છે પછી તે ધનવાન હો યા નીરધન હો. પરમેશ્વરથી

તે તેની બારીકમાં બારીક એક રજકણ સુધીની ચીજો આપણા ઉપયોગમાં આવેછે તો પછી આદમજાતને એક બીજાની મદદ કેમ ઉપયોગી થઇ ન પડે. એક બીજાની મદદે કરીજ આપણા અગણીત વેહમો દુર થઈ શકેછે, એટલુંજ નહી પણ આપણી વીચારશકિતનો વધારો થાયછે તેમ કોઇપણ જાતની આફત દુર થઇ શકેછે. વલી રજકણ ઘણા ખરાના બીસાતમાં કાંઇજ નથી પણ એ બધું મોહડે બોલવુંજ થાય છે. કેહવત પ્રમાણે સંગરેલો સાંપ જેમ કામ લાગેછે તેમ રજકણનાં અનેક ફાયદા છે. આ લખનાર જેમ રજકણનો બનેલો છે તેમ પરમેશ્વરની બનાવેલી હરેક ચીજમાં રજકણ વીશેષ છે. ઝાડ, પાન, વીગેરેનો ખોરાક રજકણ છે. કાંકરો દરેકને જાણીતો છે. અને તેની આકૃતિ એ રજકણની બનેલી છે અને તે ઉપરથીજ આજ સદી થઇ ચાલુ આવેલી "ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાલ બંધાય" વાલી કેહવત ખરી ઠરી છે. આપણા ઘરના માથાપરના છાપરાનાં નલીઆં પણ એ રજકણનાં બનેલાંછે. આ પણ રહીએ છીએ તે ઘર પણ રજકણનાં સંગ્રથીજ ઉભું થયલું છે. રજકણ વીનાની એવી કોઇ ચીજ નથી. રજકણે કેટલેક ઠેકાણે દુકાલને વખતે અગતના ખોરાકની જગ્યા પુરી પાડી છે. અને તેથી ઘણાકેનાં જીવ બંચેલા છે. મટીથી બનેલી માનવીની દેહ આખરે મટીમાં ભેલાયછે અને તેજ પ્રમાણે કીરતારથી બનેલી પૃથ્વીપરની હરેક ચીજની એજ માફક વ્યવસ્થા છે. ગુંદર, ઇમારતી લાકડાં, ઘર સગવડની તેમજ બીજી ઉપયોગી વસ્તુ વીગેરે જે ઝાડોમાંથી મલી આવેછે તે ઝાડોનો મુખ્ય ટેકો આ રજકણ છે કે જે રજકણ આદીથી તે અનંત સુધી એક બીજાનો પીછો છોડતી નથી.

## * વીજલીક સંધેસો મોકલવાની યુકતિ.

વીજલીના તારની મારફત સંધેસો મોકલવાની યુકિત આપણા દેશોમાં આજ કેટલોક વખત થયાં ચાલતી આવીછે તે સઘલાને રોશન છે. હાલ ઘણાંક શેહરોમાં લોકો એ તારની મારફત એક બીજાપર સંધેસો

* આ શોધની પેહેલ જીનીવા શેહેરમાં રેહનાર લેસેજ નામના એક વીદવાને ઇ. સ. ૧૭૮૨ માં કરી હતી. આ પછી ઇ. સ. ૧૮૩૭ માં વુટસન અને કુક નામના ઇંગરેજોએ કેટલોક તેમાં સુધારો કીધેલો કેહવાય છે.

કેહવડાવે છે. એ સોધ આપણા દેશમાં જયારથી દાખલ થઇ છે ત્યારથી ઘણાક ફાયદા થયા છે. પેહલાંના વખતમાં જયારે એક જગ્યાએથી બીજી જગ્યાએ સંધેસો મોકલવો પડતો ત્યારે કાસદથી કામ થતું હતું અને તેમને હાલ કરતાં દામ પણ જાદા આપવું પડતું હતું. સુરતથી મુંબઇ આવવાને કાસદને ઓછામાં ઓછા દશ બાર દીવસ લાગતા હતા, તેમ વલી ચોમાસાંમાં અને એવી બીજી કોઇ અડચણ વખતે તો તેથી પણ વધારે દીવસ લાગતા હતા અને તે વખત તેમના દુઃખનો તો પારજ હતો નહી.

એ ઉપરાંત ચાંચીઆ, લુટારા, વતરોગેનો ભો તો વલી જુદો. વલી સંધેસો મોકલવાની બીજી રીત ખબુતર વડે હતી, તે એકે લોકો ખબુતર પાલતા અને પછી તેની ડોકે સંધેસો બાંધી ઉડાડતા કે જયાંથી તે સંધેસો લઇ અમુક જગ્યાપર જતું અને ત્યાં તેનો ઘરધણી ડોકમાંથી સંધેસો કહાડી વાંચતો. સુધારો થતાં થતાં હાલની માયાલુ સરકારે દાગનો રીવાજ ચાલુ કીધો, પછી રફતે રફતે આજ દીન સુધી દેશોમાં વીજલીનાં તારથી સંધેસો જવા લાગ્યો. મુંબઇથી સુરત જતાં સંધેસાનો જવાબ આપણે લગભગ એક કલાકની અંદર વાંચીએ છીયે. આ કલાકનો વખત જે જાયછે તે કાંઇ સંધેસાને મુંબઇથી સુરત જતામાં લાગતો નથી. જેટલીવારમાં આપણે આપણું બોલવું પુરૂં કરયે છીયે તેટલાજ વખતમાં તે સંધેસો ત્યાં જઇ પુગેછે. વાર તો માત્ર ઘર ધણીને સોધવામાંજ લાગેછે. લોકોમાં એ વીશે હજુર સુધી તરેહ તરેહવાર વીચારો ચાલે છે. કેટલાકો કહેછે કે એ તાર પોલો હોવો જોઇએ. અને તેમાં લખેલો કાગલ મુકી ફુંક મારતા હશે, યાતો જોરથી ધમણ ચલાવતા હશે. અને તેથીજ કરી તે સંધેસો બીજે ઠેકાણે પોંહચતો હશે. પણ આ ધારણા ખરી નથી. આઠ દશ કાચનાં વાસણ કે જેને ઇંગરેજીમાં સેલ્સ (Cells) કરી કહેછે તેમાં તાંબાનો ગોલપતરા સાથ જોડેલો એક તાર મુકેછે. પછી તેમાં મોરથુથુ (Saltpetre) નાંખી તેની બરાબરનો દોટીનો કટકો ફાડી તે ઉપર મુકેછે. પછી પાણીથી રોટલીનાં લોટની માફક મસલેલા લાકડાંના વેહરથી ભરી કહાડેછે અને પછી તેમાં ચુસીસે તેવા કાગલનાં ગોલ કટકા કરી તે ઉપર મુકે છે. અને છેલ્લે તેનાં ઉપર એક જસતનો કટકો આવેછે. આ પછી ગોલ પતરાં સાથ જોડેલો તાર અને આ જસત એવી રીતે જોડી દેછે કે એકનાં તાંબાનો તાર બીજાનાં સત

જ

જોડે અને બીજાનાં તાંબાનો તાર ત્રીજાનાં જસત જોડે. આમ એક બીજા સાથ જોડવામાં આવે છે. આ જોડાયલા સંગ્રહને બાટરી (Battery) કહેછે. આ બાટરીમાં પછી પાણી રેડેછે. સુકાઇ જાય તો પાણી ફરીને નાખવામાં આવેછે. એમાં ઘણીવાર મલાઇની માફક પોપરી બાઝેલી જોવામાં આવેછે તે હરહમેશ કહાડતા રેહવી જોઇએ છે. આમ ન કીધાથી કામમાં ખલલ પોંહચે છે. હવે આ દરેક છેડાનાં બંધે વાસણ કે જેમાં એકનું તાંબુ અને બીજાનું જસત કે જે છુટાં રહેછે તેમની જોડે તાર બાંધે છે જેમાનો એક તાર ભોંયમાં જવા દેછે અને બીજો સલંગ સંધેસો લઇ જવો હોય ત્યાંલગી લઇ જાયછે. આ બધાંમાં લોહચુંબક અગત્યનું છે. લોહચુંબક તો ઘણાંખરાએ દીઠું હશે. વહાણનાં હોકાયંત્ર* ની સોયમાં પણ એ ગુણ સમાયલો છે. હોકાયંત્ર અગરંજો હીલચાલ કરતું જણાયછે તોપણ લોહચુંબકનાં વલાણે કરી તેનાં છેડા હરહમેશ ઉત્તર દક્ષિણ રહેછે. હવે કોઇ પણ ખરાં લોઢાંનાં કટકાને જેમાં લોહચુંબકનો ગુણ હોય છે ત્યાં ધરયો હોય તો તે તેનીજ તરફેણ લેશે. લોહચુંબકમાં જેમ બનાવટનો ગુણ હોય છે તેમ તેમાં સ્વાભાવીક ગુણ પણ હોય છે. વીજલીની મદદથી પોલાદનાં કટકામાં એ ગુણ સમાયલો છે. હવે જો ઉપર કહેલા બાકી રહેલા બાટરીનાં તારને પોલાદ લપેટયો હોય અને તેનો છેડો બાટરીનાં બાકી રહેલા બીજા તાર જોડે જોડયો હોય તો તે પોલાદમાં લોહચુંબકનો ગુણ આવેછે અને તેથી પોલાદનાં કટકાને પોતાની તરફ સ્વાભાવીક રીતે ખેંચેછે. જયારે બાટરીના તારનો સંબધ તુટી જાયછે એટલેકે તે છુટાં પડે છે અને વીજલીક એકમાંથી બીજામાં જતી બંધ પડે છે ત્યારે પોતીકો ગુણ તેમાંથી જતો રહે છે. જયારે પાછું સંબંધમાં લાવયે છીયે ત્યારે પાછો ગુણ તેમાં લાગુ પડેછે; અને તેજ યુકિત કામે લગાડી તેની જોડે જે એક સોય આડી રાખેલી હોયછે તે આ અસરથી દાબી જમણી ફરેછે અને તે દાબી જમણી ફરયાથીજ સંધેસો વંચાય છે:—

---

*એ યંત્રની શોધ એશીયાખંડમાંથી થયલી કહેવાયછે અને ત્યાંથી ઇ. સ. ૧૨૬૦માં મારકો પોલો નામના સખસે યુરોપમાં દાખલ કીધું હતું. આ પછી કોલંબસ અને ફ્લેવી જયોઇઆ નામના સખસોએ સુધારો કરેલો કહેવાય છે. એ વીરો ચીના લોક કહેછે કે એ શોધનું માન હમને ઘટેછે. કારણ ઇ. સ. ની પુરવે શાહુનશાહ હાઉયાંગટીએ એની પેહલ કાહાડી હતી.

## નીડલ ઈનિસ્ત્રુમેન્ટ ઉકલાવવાનું કોષ્ટક.

### અક્ષરો.

/ દાબો.    * જમનો.

નીડલમાં (A) હરફ વાંચવો હોય તો / એક દાબો અને * એક જમનો.

નીડલમાં (B) હરફ વાંચવો હોય તો * એક જમનો અને //// ચાર દાબા.

નીડલમાં (C) હરફ વાંચવો હોય તો * એક જમનો / એક દાબો * એક જમનો / એક દાબો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| A. | એ. | /* | N. | એન. | */ |
| B. | બી. | *//// | O. | ઓ. | *** |
| C. | સી. | */*/ | P. | પી. | /**/ |
| D. | ડી. | *// | Q. | કયુ. | **/* |
| E. | ઈ. | / | R. | આર. | /*/ |
| F. | એફ. | //*/ | S. | એસ. | /// |
| G. | જી. | **/ | T. | ટી. | * |
| H. | એચ. | //// | U. | યુ. | //* |
| I. | આઈ. | // | V. | વી. | ///* |
| J. | જે. | /*** | W. | ડબલયુ. | /** |
| K. | કે. | */* | X. | એક્ષ. | *//* |
| L. | એલ. | /*// | Y. | વાઈ. | */** |
| M. | એમ. | ** | Z. | ઝેડ. | **// |

### સંખ્યા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| 1. | વન. | /**** | 6. | સીક્ષ. | *//// |
| 2. | ટુ. | //*** | 7. | સેવન. | **/// |
| 3. | થ્રી. | ///** | 8. | એઈટ. | ***// |
| 4. | ફોર. | ////* | 9. | નાઈન. | ****/ |
| 5. | ફાઈવ. | ///// | 0. | ડાટ. | ***** |

### ચીન્હો.

| | | |
|---|---|---|
| . | Full stop | // // // |
| ? | Interrogation | //**// |
| , | Apostrophe | /****/ |
| ¶ | Paragraph | /*/*// |
| – | Hyphen | *////* |

| | | |
|---|---|---|
| ( ) | Parenthesis | */**/* |
| " " | Inverted | /*//*/ |
| F. | Fraction | //*/ |
| — | Bar of division | ** ** ** |
| / | do | /**/ |
| C. | Call signal | */*/*/* |
| Er. | Error | ********** |
| Ed. | End | /*/*/*/ |
| Wt. | Wait | /*/// |
| Ud. | Understood | ///*/ |
| R. | Repeat | //**// |
| — | Underline | //**/* |

આપી રીતે ઉકલાવવામાં આવતા સંદેશાના સાંચાને અંગ્રેજીમાં નીડલ ઇન્સ્ટ્રુમેન્ટ (Needle instrument) કહેછે. રફતે રફતે વિચારશકતિનો ઉપયોગ કરનારાઓથી વીજળીનાં સંદેસા લગતું એક બીજુંજ સાંચા કામ જાણવામાં આવ્યું કે જે માત્ર અવાજથી વંચાઇ શકાય છે. તેમાં ઝીણો અને મોહટો એવા તફાવતનાં બે અવાજ છે કે જેની સમજ પણ નીચે દરશાવી છે:—

---

## મોર્સ ઈન્સ્ત્રુમેન્ટ ઉકલાવવાનું કોષ્ટક.

### અક્ષરો.

(ડોટ ૦ ઝીણો અવાજ.)     (બાર — મોટો અવાજ.)

મોર્સમાં (A) હરફ વાંચવો હોય તો (ડોટ) ૦ એક ઝીણો અને (બાર) — એક મોહટો.

મોર્સમાં (B) હરફ વાંચવો હોય તો — એક મોહટો અને ૦૦૦૦ ચાર ઝીણા.

મોર્સમાં (C) હરફ વાંચવો હોય તો — એક મોટો ૦ એક ઝીણો, — એક મોટો ૦ એક ઝીણો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| A. | એ | ०— | H. | એચ | ०००० |
| B. | બી | —०००० | I. | આઇ | ०० |
| C. | સી | — ० — ० | J. | જે | ०— — — |
| D. | ડી | —०० | K. | કે | —०— |
| E. | ઇ | ० | L | એલ | ०—०० |
| F. | એફ | ००—० | M. | એમ | — — |
| G. | જી | — —० | N. | એન | — ० |

| | | | | | |
|---|---|---|---|---|---|
| O. | ઓ | — — — | U. | યુ | ○○— |
| P. | પી | ○— —○ | V. | વી | ○○○— |
| Q. | ક્યુ | — —○— | W. | ડબલયુ | ○— — |
| R. | આર | ○—○ | X. | એક્ષ | —○○— |
| S. | એસ | ○○○ | Y. | વાઈ | —○— — |
| T. | ટી | — | Z. | ઝેડ | — —○○ |

## સંખ્યા.

(ડોટ ○ ઝીણો અવાજ.) (બાર — મોટો અવાજ.)

| | | | | | |
|---|---|---|---|---|---|
| 1 | વન | ○— — — — | 6 | સીક્ષ | —○○○○ |
| 2 | ટુ | ○○— — — | 7 | સેવન | — — ○○○ |
| 3 | થ્રી | ○○○— — | 8 | એઈટ | — — —○○ |
| 4 | ફોર | ○○○○— | 9 | નાઈન | — — — —○ |
| 5 | ફાઈવ | ○○○○○ | 0 | ડોટ | — — — — — |

---

## ચીન્હો.

(ડોટ ○ ઝીણો અવાજ.) (બાર — મોટો અવાજ.)

| | | |
|---|---|---|
| . | Full stop. | ○ ○ ○ ○ ○ ○ |
| ? | Interrogation. | ○ ○ — — ○ ○ |
| ' | Apostrophe. | ○ — — — — ○ |
| ¶ | Paragraph. | ○ — ○ — ○ ○ |
| - | Hyphen. | — ○ ○ ○ ○ — |
| ( ) | Parenthesis. | — ○ — — — ○ — |
| " " | Inverted. | ○ — ○ ○ — ○ |
| F. | Fraction. | ○ ○ — ○ |
| — | Bar of division. | — — — — — — |
| / | do. | ○ — — ○ |
| C. | Call signal. | — ○ — ○ — ○ — |
| Er. | Error. | ○ ○ ○ ○ ○ ○ ○ ○ ○ ○ |
| Ed. | End. | ○ — ○ — ○ — ○ |
| Wt. | Wait. | ○ — ○ ○ ○ |
| Ud. | Understood. | ○ ○ ○ — ○ |
| R. | Repeat. | ○ ○ — — ○ ○ |
| — | Underline. | ○ ○ — — ○ — |

આ અવાજથી ઉકલતા સાંચાને અંગ્રેજીમાં તેનાં બનાવનાર મોર્સના નામ ઉપરથી મોર્સ ઈન્સ્ટ્રુમેન્ટ (Morse instrument) કહેછે.

આપણ ઉપર કહી ગયા તેમ નીડલ ઈન્સ્ટ્રુમેન્ટની સોય જમની ડાબી ફરયાથી અને મોર્સ ઇન્સ્ટ્રુમેન્ટ ઝીણા તેમજ મોહટા અવાજનાં તફાવતથી વંચાઇ શકાય છે.

હવે આ સાંચાકામનો તેમ વળી તેમાં ઉપયોગમાં આવતી બીજી દરેક ચીજનો બનાવનાર કોણ ? કોઇજ નહી પણ તે પરમકૃપાલુ ઇશ્વર આ દુન્યામા કાલા માથાનો માનવી જે કાંઇ બનાવી શકેછે તે સઘલામાં પરમેશ્વરનો મુખ્ય ભાગછે. મનુષ્ય જાતનો સરજનાર જેમ તે છે તેમ વિચારશકિત પણ આપનાર તેજ છે. પરમેશ્વરે આદમ જાતને વિચાર, વાચા, અને કર્મ એ ત્રણ ચીજ આપીને આ દુન્યામાં મોટો મરતબો બક્ષયોછે. આ ત્રણમાં વિચાર પોતે પ્રમુખછે અને એ પ્રમુખનીજ સાહયતાથી ઇશ્વરની બનાવેલી ચીજોનો સંગ્રહ કરી નવી ચીજો બનાવ્યે છીયે. આ ઉપર કહેલા વીજલીનાં તારનો સંધેસો કાંઇ પરમેશ્વરે ઠામેઠામ કરી મેલ્યો નહતો. એ તો આદમ જાતથીજ પૂરો કરવા રખાયલો હતો. માણસ જાતને વિચારશકિતનુ જે ઉમદા ગોહર બક્ષાયલુછે તેજ વિચારશકિત વડે પરમેશ્વરની બનાવેલી દરેક ચીજ શા શા ઉપયોગનીછે તે સોધી કહાડવાનુછે, અને તે સોધી કહાડવામાં પરમેશ્વરની બનાવેલી દરેક ચીજો તરફ આપણી હરહમેશ નેઘાહ પોંહચાડવી જોઇએછે. ઉપર વીશતારેલા સાંચાકામમાં મુખ્ય મદદ પરમેશ્વરની, પછીની મદદ માનવીની, અને આખરની મદદ તે કીરતારની બનેલી આ સાંચાકામમાં લાગુ પડતી અગત્યની અનેક ચીજો છે કે જેનાં સંગ્રહથી આ સાંચાકામ ચાલી શકેછે.

---

## આસતીક ધારણા.

આ દુન્યામાં આપણ ઘણાંકને નહીં તોપણ થોડાકંને એવું કહેતાં તો સાંભલીશું કે પરમેશ્વર છેજ નહી. કારણ, પરમેશ્વરની હસ્તી શી રીતે થઇ તે આજ સુધી પણ ખુલાસાવાર જાહેર થયું નથી. હવે આ કારણથીજ પરમેશ્વરની હસ્તી ન મનાય એ વાંધા ભરયુછે. પરમેશ્વરની હસ્તી શી રીતે થઈ એ શોધવાનુ કામ કાંઇ જેવું તેવું બીકટ નથી. ગમે તેવો મનમાનતો ખુલાશો એ વીસે કોઇ આપવા બાહેર પડે તોપણ સ્વતંત્ર રીતે જાહેર કરવું પડેછે કે એવો ખોલાસો થાય એવું છેજ નહી. કારણ, પરમેશ્વરની હદ હંઇ આવેલીછે. આપણે તરેહ તરેહવાર આબેહુબ કુદરતનાં જેવીજ નકલો કરી શકશું, આપણ જીવતાને યમનાં હાથમાં સોંપી શકશું, આપણ મુવેલનો

થોડોક વખતબી જીવ આપવા ફાવી શકશું, પણ યાદ રાખવું કે આપણે પરમેશ્વરની હસ્તી શી રીતે થઇ તે જાણવામાં કદી ફાવશું નહીંજ. કારણ, માણસજાત એટલુંતો બેવકુફ અને મગરૂર છે કે તેની હસ્તી જાણવાથી કાલ ઉઠીને એવોબી દાવો કરી શકે કે હું પોતેજ પરમેશ્વરછુ. આવા આવા આપણામાં તરેહ તરેહવાર ગુણો સમાયલાછે, તેમાં આ મગરૂરી એ એક એવી ખાસીયત ધરાવેછે કે એક દુધ પાઇ ઉધારેલા નાગની મીસાલ ડંખ મારી આપણોજ પ્રાણ લેવા તે તતપર રહેછે.

આપણ પરમેશ્વરની હસ્તી શી રીતે થઇ તેથી એકબારગી તદન બીન વાકેફ છીયે, તો તેટલા માટે શું તેની હસ્તીનોજ ઇનકાર કરવો મોનાસીબછે? ના, આસ્તિક મનવાલો આવી ધારણાથી હમેશ દુર હોયછે. માત્ર પાપી યાને નાસ્તિક મનવાલો એવાં ચિન્હો બતલાવે છે. સેહજ તર્કશકિત કીરતારની હસ્તી બતલાવી આપેછે. આપણે આપણા મનને એવોબી સવાલ કરવો જોઇએ છે કે આખી રાત નીદ્રાવસ થઇ જાગરૂત થવા બાદ અપવાસી રહેલા જીવડાને દાંતણ પાણી કીધા પછી જે ચાહનો પ્યાલો નોશ કરવા મલેછે તે શું વગર હીલચાલે ગેબી રીતે તૈયાર થઇ આપણી નજર આગલ આવી પડયો? એક નાહનું બાલક પણ કહેવાને સામર્થવાન થશે કે ના, તેમ નથી. આ ચાહનો પ્યાલો ઝટવારમાં આપણ ગટગટાવી જઇએ છે તો ખરા, પણ તે તૈયાર થવામાં કેટલી રંજ્ને પડેછે તેનો ખ્યાલ તો ત્યારેજ માલમ પડે કે જ્યારે આપણે તેની બારીકીથી તપાસ કરયે. હવે પેહલાં તો ચાહ સારૂં મીઠું પાણી જરૂરનું છે કે જે પાણી ઇશ્વરની મેહરબાનીથી આપણને ઝટ મલી આવેછે; પાણી મલ્યું કે તે લાવવા સારૂ કોઇપણ જાતનાં વાસણની જરૂર છે, અને તે માટે મટ્ટી યા ધાતુ વગર મેહનતે ઢગલાબંધ મલી આવે છે. ધાતુ મલી કે તેનો આકાર બનાવ્વા સારૂ કોઇ ધંધાદારી મલવોજ જોઇએ; તે મલ્યો કે તેને લગતાં ઓજારો તેની પાસે હોવાંજ જોઇએ, કે જે ઓજારોનો બનાવનાર પણ પેલાં વાસણની માફક કોઇ ધંધાદારીજ છે. આ પછી આપણને આતસની જરૂર છે; આતસ જોકે ખુદરતી છે તોપણ તેના ફેલાવા સારૂ લાકડાં, લાકડાં સારૂ જંગલ અને ત્યાંથી વાઢી લાવવા ધંધાદારીથી બનેલાં તેના ઓજારો વીગેરે જોઇએ છે. હવે ગરમ થયલાં પાણીમાં નાખવા સારૂં ચાહના પાતરાંની જરૂર રહી, કે જે પાતરાં બીજમાંથી નીકલેછે. બીજ સારૂ ખેતર, ખેતર સારૂ પાણી—વરસાદ—ઓજાર—બલદ—વીગેરે

છે. ચાહ થઇ કે તેમાં નાખવા સારૂ ખાંડ જોઇએ. ખાંડ, શેરડીના રસની બને છે. આ પછી દુધ સારૂં. ગાય, ભેંસ, વાગેરેની જરૂર છે કે જે ગાય, ભેંસ વાગેરે ખુદરતથી સરજાઇ છે. આ ઉપરાંત જો બીજી એટલીજ મેહનત લઇએ તો એક ચાહેનું કપ તૈયાર થાય છે.

હવે એક સ્ત્રીના પેટમાંથી બચ્ચું નીકળે છે તેપર ખ્યાલ કરો. આ બચ્ચાંનો બનાવનાર તેમ તેને મોંહ, આંખ, નાંખ, વાગેરે પુરાં પાડનાર કોણ? વલી બચ્ચું જનમ્યા પછી તુરત રડેછે તે રડવાની સમજણ આપનાર તેમ તેને ધાવણશકિત આપનાર કોણ ? સરવે ચીજનો બનાવનાર તે સાહેબજ છે. કોઇ પણ કાલે આપણાંથી એવું બનવું મુશકેલ છે.

બીજું આપણા શરીરમાં પણ બેહદ સાંચાકામનાં જેવીજ બલકે તેથી પણ સરસ કારોગરી વપરાઇ છે. આપણાં શરીરનું બોખું ૨૪૬ જુદાં જુદાં હાડકાંથી બનેલું છે. મોહડાંમાં ૩૨ હાડકાં છે તેજ દાંત કહેવાયછે. ખોપરી પણ હાડકાંની બનેલી છે, અને તે હાડકાં એકબીજા સાથ એવી રીતે જોડાયલાં છે કે તે સઘલાં હાડકાંનું એક હાડકું દેખાય છે. ૨૮ હાડકાંની ડોક બનેલી છે. આપણાં ધડની એક બાજુપર બાર બાર હાડકાં છે તેને પાંસલી કહેછે. બરડાની કરોડ તે બરડાનાં ૨૪ નાહના હાડકાં છે. દરેક હાથ પગમાં ત્રીસ ત્રીસ હાડકાં છે. એક ખુદરતી રસની કોયલી જે સાંધાની આસપાસ હોયછે તેમાંથી દરેક સાંધામાં તે રસ ઝરપ્યા કરેછે. સાંધા સારૂ આ ખુદરતી રસ એક ગાડીના ચાકને તેલની જરૂર પડેછે તેની તોલનો છે. જેમ તેલ વગર ચાક ફરતો નથી તેમ આ ખુદરતી રસ વીના સાંધા રહી જાય છે, એટલેકે એ રસની તંગીથી સાંધા આમ તેમ વલી શકતા નથી, તેમ કેટલેક દુખાવો પણ કરેછે.

વળી વા, શ્વાસ કે જીવ આપણ જોઇ શકતા તો નથી તોપણ તેની હસ્તી છે એમ તેમની કેટલીક અસરો ઉપરથી આપણે કહી શકયે છીયે. જયારે તાપ પડેછે અને પવન સમુલગો હોતો નથી ત્યારે કહીયે છીયે કે પવન ફુંકતો નથી. વા વાય છે ત્યારે કહેવાનું બની આવેછે કે પવન ફુંકેછે. બીજૂં આપણાં મોંહ, નાંખમાંથી ખુદરતી રીતે શ્વાસ પેસનીકલ કરે છે, પણ જયારે રબેતાંથી વધારે પેસનીકલ કરતો જોઇએ છીયે ત્યારે આપણે કહીશું કે એ તો સાસ થયો છે.

વળી આપણી હસ્તી હીલચાલથી તેમ બોલવાથી માલમ પડેછે, પણ જયારે તે સઘલું બંધ પડેછે ત્યારે કહીએ છીએ કે તે દેવલોક થયોછે. હવે વા, શ્વાસ કે જીવની હસ્તી નજરે નજર જોયાથી જાહેર પડતી નથી તોપણ તેમની હસ્તી છે એટલું તો હીલચાલો ઉપરથી કહી શકયે છીયે. હવે ત્યારે આટલા આટલા પુરાવા છતાં કયો નાસ્તિક આસ્તિક ધારણાથી વેગલો રહેવા ચાહે!

## મેહનત એજ દામ.

આ દુન્યામાં માણસ જાતને પૈસો એ એક અગતની ચીજછે તેમ તે પેદા કરવાનાંબી બેહદ રસ્તા છે. આ રસ્તાના દરવાજા કુદરતી રીતે એવાતો બંધબસ્ત છે કે વગર ચાવીએ તે કદી ઉઘડી શકાતા નથી, અગરજોકે તે ઉઘાડવા માટે પરમેશ્વરે દરેકને ચાવી આપેલી છે તોપણ હવે તે ચાવી કઇ? તે ચાવી કોઇજ નહીં પણ નામે મેહેનત છે અને આપણ મેહનત કરશું તોજ દામ પામશું. વળી આપણ ઘણાંકોને કહેતાં સાંભલ્યે છીયે કે હું પૈસાથી બેનસીબછું, ફલાણાને જાદા પૈસાછે, જયાં પૈસો જોઇએ ત્યાં નથી અને જયાં છે ત્યાં ઢગલે ઢગ છે, વીગેરે હવે આ બેનસીબ રાખનાર તેમ જાદા પૈસો કમાનાર કોણ? કોઇજ નહીં પણ આપણ પોતે; કારણ, મેહનત નામની કુંચીને આપણ કાટ ખાય છે ત્યાંસુધી પણ કામે લેતા નથી, અને જયારે કામેજ ન લઇએ તો પછી પૈસાનો દરવાજો તે ઉઘડે કેમ કરી! કેહવત પ્રમાણે "ફરો તોજ ચરો" વાસ્તે તમારૂં કામ સારૂ કરવું હોય તો તે તમારે પોતેજ કરવું જોઇએછે. આપણું કામ પારકે હાથ કરાવવું જોઇતું નથી, અને કદાચ કરાવવુંબી પડે તો તેનાં ઉપર નચીંત થઇ આપણે બેસી રહેવું જોઇતું નથી. આપણે પણ તેમાં અથાયોગ્ય મેહનત લેવાનીછે. આપણ લાંબા પગ કરી આરામ લઇએ અને આપણું કામ બીજા પાસ કરાવ્યે તો તેમાં ગેરફાયદો આપણોજ છે; કારણ, તેથી આપણુજ કામ સારૂં થતું નથી, અને જયારે કામ સારૂં થતું નથી તો તેવા કામનો પછી કોઇ ભાવ પણ પુછતું નથી, અને જયારે ભાવજ પુછાય નહી તો તે કામ ફરી કરવા આપણને હાર ખાવી પડે, અને જયારે હાર ખાધી ત્યારે તેને લગતો આપણો અનુભવ પણ કમી થયો એમ સમજવું. અનુભવ કમી થયો કે પછી તેવાં કામોનો અંત આવેછે, અને જયારે અંત આવ્યો કે ત્યાં કલાયુકિત નાશ થઇ. આવી રીતે મોહટાઇ અને ઉકમાઇ કીધાથી

પૈસો મેલવાતો નથી, તેમ કોઇ કામમાં દોલગાલી પૈસા કમાવવાની વેતરણ કરયે છીયે તો તેમાં પણ પછાત પડી ઊલટા બીજાને નુકસાન કરતા થઇ પડયે છીયે. સબબ, દોલગાલુ તેટલા બધાજ અદેખા હોયછે તેમ તેઓથી બીજાનું જ્ઞાન, ગુણ કે કામ જોવાઇ શકાતાં નથી. પૈસો કમાવાના ચારા એ હોતા નથી. પૈસો કમાવા માટે સમતોલ નજર અને એકપુરી મેહનત જોઇએ છે અને વીના તે ભાખરી મલવી મુશકેલ પડેછે.

## ધર્મ.

એક રળિયામણી સવારે જયારે હું મારા એક સ્ત્રી મીત્ર સાથ કોઇએક ખુશનુંમાં વાડીમાંથી પસાર થતો હતો ત્યારે એકાએક મારી નજરે એક આંબાના ઝાડ તરફ વલાણ લીધી. આ દરખત ઉપર એટલીતો કેરી બાઝી હતી કે જો હું ગણવા બેસું તો અરધો કલાક નીકલી જતાં પણ તે કેરી કેટલી છે તે કહેવામાં હું ગુચવાડો ખાંઉ. આ ઝાડ નીચે સાખ્યાં પણ એટલાં બધાં પડેલાં હતાં કે કોઇ પણ રાહદારી એકાદ ઉચકતું તોપણ ત્યાં બેઠેલો રખેવાલ કોઇને અટકાવ કરતો નહોતો. આવું જોઇ મને પણ એકાદ સાખ્યું ખાવાની જીજ્ઞાસા થઇ. શું તે સાખ્યાંએ અજબ રંગ પકડયો હતો! તે આંબાની તારીફ તે હું કયે મોહડે કરૂં! મારી જીંદગી ભરમી મેં તેવી કેરી ખાધી નહોતી. શું તે કેરીની મીઠાશ! આવી મીઠાશ આ કેરીમાં શી રીતે દાખલ થઇ વગેરે અનેક વીચારમાંજ હું હતો તેટલામાં મારા સાથીએ નીચે પ્રમાણે મારી સાથ ગોફતગો કીધીઃ—

સ્ત્રી—પ્યારા મીત્ર કેમ શા વિચારમાં પડયા છો? વળી શું યાદ આવ્યું કે હંઇજ ઠરીઠામ ઉભું રહેવું પડયું, મને ખોલાસો કરો કે જેનો હું તમને કાંઇ ઉપાય સુચવું.

પુરૂષ—મારી ભલી બાઇ વિચારતો માત્ર આ આંબાના દરખતનો છે. આમાં પણ આવી મીઠાશ! એ મીઠાશ એમાં તે શી રીતે દાખલ થઇ હશે! તમને શું એ કેરી ન ગમી?

સ્ત્રી—ખરે, મને એ કેરી બહુજ ભાવી, એ કેરી હું જેટલી ખાંઉ તેટલી ઓછી છે. પેલા બાગબાને કેટલી જેહમતથી આ આંબો ઉગાડયો હશે? એમાં જેટલી મીઠાશ છે તેથી ચારઘણી એની મેહનત હોવી જોઇએ.

પુરૂષ—બાઇ તમે એ શું બોલ્યાં, આવી મીઠાશવાલું ઝાડ આપણાં જેવાની મેહનતથી તે ઉગી નીકલે!

સ્ત્રી—હા, મારા મેહેરબાન મને એની ખબરછે. માહા મેહનતે એને એ ઝાડ ઉગાડયું છે, અને આ મીઠાશજ તેની મેહનતનો બદલો છે. તોપણ વારૂં તમે શું એ વીશે જાણો છો?

પુરૂષ—માફ કરજો બાઇ, પણ તમારૂં કહેલું મારી અક્કલ કબુલ કરતી નથી. એમ બનવુંજ મુશકેલ છે. એમાં કાંઇબી કુદરતનો ચારો છે.

સ્ત્રી— તમારૂં કહેવું વાજબીબી હોય તોપણ એટલું તો ખરૂંજ કે આ ઝાડ તે બાગબાનથીજ ઉગયું છે. એક બીજમાંથી ઉગી નીકલતાં મેં એને નજરેનજર જોયુંછે.

પુરૂષ—દોસ્ત, જયારે તમો નજરેનજર જોવાની સાહદત આપોછે ત્યારે મને લાજમ છે કે તમારી સાથ મારે હઠ લેવી જોઇતી નથી. તોપણ વારૂં મારે તમને એટલુંતો પુછવું છે કે મારી તેમ તમારી ઉત્તપંતી ત્યારે શી રીતે થઇ?

સ્ત્રી—મારા પ્રીય જવાબના ચાહનાર! મારી ઉત્તપંતી મારા બાપથી, મારા કુટુંબથી, મારા વડવાથી ચાલી આવી છે, અને તમારી ઉત્તપંતી તમારા બાપથી, તમારાં કુટુંબથી, તમારા વડવાથી ચાલી આવેલીછે.

પુરૂષ—બાઇ સાહેબ, જો એમજ છે ત્યારે વારૂં મારા તેમ તમારા વડવા ને કુટુંબ કબીલા તે કયા?

સ્ત્રી—વડવા મારા કેટલાક હંઇ છે તેમ કેટલાક પરલોકવાસ છે.

પુરૂષ—પણ તમે વડવા કોણને કહેશો?

સ્ત્રી—વડવા એટલે જાણે મારા બાપ., તેના દાદા, તેના બાપ તેના દાદા એ પ્રમાણે જે ચાલતું આવેલું તેને હું વડવા કહુ છું.

પુરૂષ—હવે મારા તેમ તમારા વડવા એક યા જુદા?

સ્ત્રી—તમારો સવાલ કઢંગો હોવાને લીધેજ મને હસવું આવ્યું વાસ્તે હું તમારી દરગુજર ચાહી જણાઉં છું કે આપણી જાતમાં ફેરફાર છે, એટલે કે તમો ઇરાની તોખમનાં છો તેમ હું એક હીંદવાણી છું માટે તમારા ને મારા વડવા એક થવા મુશકેલ છે.

પુરૂષ—શું તેમ ન થાય? વારૂં, ત્યારે કહો કે તમારા બાપ, તેના દાદા એ પ્રમાણે જે પેહડી દર પેહડી ચાલતી આવી તેનો પેહલ કહાડનાર કોણ?

સ્ત્રી—પેહલ કહાડનાર એક કોઇ હશેજ પણ હજારો સદીમાં લખો પેહડી થઇ ગઇ હોય તેમાં હું તે કોણને યાદ રાખી શકું. મારામાં તેમ

તમારામાં કેહે પેહડીની વંશાવલી રાખવાનો રીવાજ તો છેજ નહી કે જે-થી પેહલ કહાડનાર મલી આવે.

પુરૂષ—બાઇજી તમારૂં આવું છટાદાર બોલેલું સાંભલી હું ઘણોજ મલકાઉં છું, પણ વારૂં તમે કોઇ દીવસ આદમનું નામ સાંભલ્યું છે?

સ્ત્રી—હા, તમે મને ઠીક યાદ આપી. માણસ જાતમાં પેહલવેહલો પેદા થનાર તે એજ હતો. તે વખત તેની સાથ એક હવાં* નામની સ્ત્રી પણ હતી. તેઓ સરૂઆતથીજ એકમેકનાં સુખ દુઃખનાં સાથી હતાં.

પુરૂષ—ઠીક, હવે ત્યારે પેહલો જનમ આપણો કે આપણા બાપનો?

સ્ત્રી—બેઅદબી માફછે, પણ આ મને ગુસ્સે થવાનું કારણ મલેછે; તમો કેવો ઉંધો હસવા સરખો સવાલ કરો છો? સૌ કોઇ જાણેછે કે દીકરો બાપથી અને નહીં કે બાપ દીકરાથી.

પુરૂષ—વારૂં ત્યારે એ બાપ દીકરા પોતે કોણ છે?

સ્ત્રી—તેઓ આ દુન્યાનાં હાકેમ છે, એટલેકે માણસજાતનો અવ-તાર લઇ આ દુન્યામાં પેદા થયલી બીજી ચીજો પર સરસાઇ ભોગવનાર છે.

પુરૂષ—આપણે આ દુન્યામાં માણસજાત તરીકે ઓલખાઇએ છીયે ખરા પણ એ શીવાય કોઇ બીજાં નામ તમે જાણો છો ?

સ્ત્રી—નામ તો ઘણાંબી છે, પણ તે બધાં યાદ કોણને હોય. ગુજ-રાતી શબ્દકોષનો અભયાસ કરો, ત્યાંથી તમને બધાં નામ મલી આવશે. મને તો માત્ર માણસ, મરદ, માનવી, આદમ—

પુરૂષ—બસ બેહન બસ વધારે જોઇતાંજ નથી. પણ આ આદમ નામ શા ઉપરથી પડયું તેનો કાંઇ ખોલાશો કરશો?

સ્ત્રી—હા, હવે મને સમજ પડી આપણ ઊપર કહી ગયા તેમ દુન્યામાં પેહલવેહલો આવી વાસો કરનાર આદમનાં નામ ઉપરથીજ આપણ બધા આદમી કહેવાઇએ છીયે.

પુરૂષ—ઠીક, ત્યારે એ આપણો એક વડીલ તરીકે ઠરયો કે?

સ્ત્રી—હા, આદમજાતનો પાયો જયારે તેજછે ત્યારે તે અલબતાં વડીલ તરીકે ઓલખાવોજ જોઇએ.

---

*હવાંને ઇંગ્રેજીમાં ઇવ (Eve) કહેછે. એ ઇવ વીષે ખરીસ્તી મજબ પાલના-રાઓ એવું કહેછે કે ઇસ્વરથી મના કરેલું ફલ તેણીએ ખાધું હતું તેમજ પોતાન ખાવીંદને તે ખવડાવ્યું હતું. ઇશ્વર આથી કોપાયમાન થયો અને તેમને મના કીધેલાં ફલ વાસ્તે મોતની સજા કીધી કે જે મોતનાં આપણ પણ ભાગ્યા બન્યા છે. વલી વધારે તેઓ એ કહેછે કે આદમની પાંસલીમાંથી ઇવ પેદા થઇ હતી.

પુરૂષ—હવે ત્યારે તમને પુછવાનું એટલુંજ કે મારાથી તમારૂં પ-કાવેલું ખવાય યા નહી?

સ્ત્રી—ખાવું યા ન ખાવું એતો તમારા હાથમાં છે, પણ મારે સારૂં પુછો તો હું કદી તમારૂં ખાઊં નહીં; કારણ, હું હીંદુ થઇ તમો પારસી સાથ ભોજન કરૂં તો મારે ન્યાતબહાર જવું પડે.

પુરૂષ—એમછે! વારૂં, ત્યારે આદમ કોણ, તે હીંદુ હતો કે પારસી?

સ્ત્રી—તે ન હીંદુ, ન પારસી, ન કોઇ હતો; તેનાં વખતમાં જાતી ભેદ હતોજ નહીં.

પુરૂષ—અલબતાં તમારૂં કહેવું વજનદાર છે, તેનાં વખતમાં જાતી-ભેદ નહોતોજ, તોપણ તેનાં વખતમાં જાતતો હતીજ.

સ્ત્રી—ભાઇજી, તમે શું બોલોછે તેની મને બીલકુલ સમજ પડતી નથી. મેંતો તે જાત વીશે મારી ઉમરતક સાંભલ્યુંબી નથી. તોપણ તે જાત કઇ છે તે જાણવા હું આતુરછું, વાસ્તે મેહરબાની કરી બીજી સઘલી વાત પડતી મેલી એનોજ ખુલાસો મને કરો તો બહુ સારૂં.

પુરૂષ—બાઇ ત્યારે તો સાંભલોઃ—

આદમની શરૂઆત પછી રફતે રફતે જયારે દુન્યાની વૃદ્ધિ થવા લાગી ત્યારે હસ્તી ભોગવનારાઓ પોતે આદમનાં નામ ઉપરથી આદમજાતના મ-રેતબાથી ઓલખાવા લાગ્યા. તે વખત કાંઇ હાલનાં જેવો જાતીભેદ નહતો. હાલમાંની ન્યાતજાતનો ફરક તો એક ઢોંગી નાટક તકતો* છે કે જેની અનેક ટોલી થઇછે, અને આ અનેક ટોલીનાં ખેલાડીઓ ન્યાતજાતવાલા ઢોલગાલું ધરમગુરૂઓછે, તેમ તેનાં તમાસગીરો આપણ મરદ ઓરત છીયે. ઢોંગી નાટક ટોલીમાં કોઇ પણ દહાડો સમાધાન છેજ નહી, તેમ આ રૂપધારણ કરેલી ટોલીઓમાં પણ સમાધાન નથી. એક ઢોંગી નાટક ટોલી પૈસા કમાવાની લાલચે ચાનક આપનારા ખેલને બદલે પોતાનાં અનીતીવાલા ખેલોનાં અ-ગાઉથી બાંકાં ફુકેછે તેમ આ ઢોંગી નાટકરૂપી ધરમ ટોલકીવાલાઓ પણ પોતીકો ધરમ માત્ર વધતો પૈસો કમાવાની લાલચે એકબીજાપર સર-

* ખરો નાટક તકતો એ એક ચાનક આપનાર શીક્ષક છે પણ હાલનાં વખતમાં તેમ નથી, અને જયાં છે ત્યાં જુજ છે. નાટકની શરૂઆત ગ્રીસ દેશથી થયલી કહેવાય છે તોપણ તે વખત ત્યાંના ખેલાડીઓની શરૂઆતનાં તાલીમ ભરાયાનાં તોલની હતી. ઇ. સ. પૂરવે ૪૫૦માં એસકાઇલસે નાટકશાળા સ્થાપી, પરદાઓ ચીતરાવી, શોખીન જુવાન્યાઓને અચ્છી તાલીમ આપવી શરૂ કીધી હતી.

સાઇ મેલવતા હોય તેમ લાગેછે. તેઓ પોતે જેમ ખરા રસ્તાથી વીખુટા પડી અંધકારમાં રહેછે તેમ બીજાઓને પણ તેથી બેનસીબ રાખેછે.

સ્રષ્ટી માત્ર એકછે. એતો મનુષ્યએ માત્ર સ્રષ્ટીનાં જુદા જુદા ભાગ પાડી પોતાની સઘવડ માટે તેનાં જુદાં જુદાં નામો આપ્યાં છે. સ્રષ્ટીનાં એક ભાગને મુંબઇ કહેછે, તો બીજો ભાગ સુરત કહેવાય છે, ત્યારે ત્રીજાને વીલાત અને ચોથાને ચીન કહેછે. આ પ્રમાણે જ્યારે વસ્તીમાં વધારો થતો ગયો ને જુદી જુદી જમીનને પોતાનાં વપરાસમાં લોક લેતાં ગયાં તેમ તેમ માણસજાત જમીનનાં કટકાને જુદાં જુદાં નામ આપતાં ગયાં. આજે હું એવો વિચાર કરૂં કે એક બીયાબાન જંગલમાં જઇ વાસો કરી ત્યાં એક ઘર બાંધી રહું, તો મારો દાખલો લેઇ બીજાઓ પણ મારી પડોસમાં ઘર બાંધી રહેવા હીમત ધરશે. આ પ્રમાણે એક બીયાબાન જંગલમાં પણ હજારો માણસની વસ્તી થઇ જશે. હવે આ વસ્તી આપસ આપસની સઘવડ માટે તે જગ્યાની ઓળખવા સારૂં એક નામ આપશે. એ જગ્યાને શું નામ આપવું તેનો તેઓ પેહલે વિચાર કરશે. એ જગ્યામાં જહાંગીર નામનાં આદમજાતથી વસ્તીમાં વધારો થવાથી તે જગ્યાનું નામ તેઓ "જંગીરાબાદ" આપશે. વળી જો તે જગ્યાની પેહલ કાહડનાર ત્યા એવું પણ જાહેર કરે કે આ દુન્યાને હું મોક્ષ આપનારછું, વાસ્તે તમો મારાપર ઇતબાર રાખો ઇશ્વરને શોધો. આમ કીધાથી ઇશ્વર તમને મલશે, તેમ હું તમને સ્વર્ગમાં મોકલી આપીશ. શું આ તેનું કહેવું લોકો કબુલ કરશે? હા, જ્યારે તેઓ જુએછે કે તે જગ્યાની પેહલ કાહડનાર તે છે ત્યારે કેટલાક તેનું બોલવું ઉપાડી લેશે તેમ વળી કેટલાક તેમ કરવાને આંચકો પણ ખાશે. આ પછી તે રફતે રફતે હંઇતહીંની સાદ્દતો લઇ કેટલોક તેમાં સુધારો કરી લોકોને પોતા તરફ ખેચશે. આવી રીતે વળી આ નવો પંથ ઉમેરાશે. આજ ધોરણને લીધે પારસનાં રહેનારા તે પારસી, તેમ તેમનો પંથ પણ તેનેજ અનુસરતો ગણાય છે. હીંદુસ્તાનમાં વસયા એટલે હીંદુ થયા, અને પછી ધરમ પણ બદલાયો. વળી હીંદુસ્તાનનાં જેમ અનેક ભાગો છે તેમ અનેક ભાગોમાં રહેનારાઓનાં ધરમ પણ અનેક છે; એટલેકે દક્ષિણ ભાગમાં રહેનારા તે દક્ષણિ તેમ તેમનો ધરમ પણ જુદો. આ પ્રમાણે જાતનું બંધન જેમ જગ્યાનાં નામથી થાયછે તેમ ધંધારોજગારથી પણ થઇ બીજાઓ કરતાં ધરમની રીતીમાં ફેરફાર પડે છે; એટલેકે એક સુઠારી ધંધો

કરનારની ન્યાત તેમ ધરમ એક મોચી ધંધાદારીથી તદન જુદાં હોય છે. આવીજ રીતે એક નરક વીગેરે ઉંચકનારને ભંગીની જ્ઞાતનો ઠેરવી તેનાં કામ ઉપર તેનાં ધરમનું નામ આપેછે, ત્યારે ખેડુતને તેનાં ખેતીવાડીના ધંધા ઉપરથી ધરમ તેમ જ્ઞાતનું તેને બરનુજ નામ અપાય છે. આવીજ રીતે ધંધારોજગારથી, જુદી જુદી જગ્યામાં જઇ વસવાથી. વીગેરે અનેક રીતથી જાત તેમ ધરમ એકબીજાથી જુદાં પડેછે. આપણી ખરી જાત એક છે, અને જાતનાં વિભાગ કેવળ એક મોહટાઇછે. સરૂઆતનાં માણસો આદમ હવાંથી તે આખર જમાનાતકનાં માણસોનો બનાવનાર એકજછે. ઇશ્વર, બ્રહ્મ, અલ્લા, ખોદા, વીગેરે નામો માત્ર એકનેજ વાસ્તે છે, અને નહીં કે તેઓ પ્રત્યેક જુદા જુદા છે. અતો એક જમીનનાં કટકા, નાં જુદાં જુદાં નામ અપાયલાં છે તેમ તે જુદી જુદી જમીનપર વસનારાઓમાં અનેક ભાષા હોવાને લીધે જુદી જુદી ભાષામાં નામ અપાયલાં છે, તોપણ એ બધાંની એકંદર મતલબ એકજ છે. જાત એ એક ઓળખ છે; અને ઓળખ એ એક માણસજાતની સેહલાઇનો રસ્તો છે કે જેનું બીજુ નામ અટક છે, અને તેથી જાત એજ અટક કહીએ તો ચાલે. હવે અટક શા વાસ્તે જોઇએ? અટક એટલાજ માટે કે આ દુન્યામાં માણસ જાત એકબીજાની સાહ્ય સારૂં જનમ્યો છે, અને જ્યારે એકને બીજાની મદદની જરૂર પડેછે ત્યારે મદદ માંગતી વખત અમુક માણસને ઓળખવામાં મેહનત ન પડે માટે ત્યાં અટકની જરૂર છે. જ્યારે એક માણસને એકથી વધુ અટક હોય છે ત્યારે બીજાને તેને ઓલખી કહાડતાં મેહનત પડેછે, માટે ન્યાતજાતમાં પણ પ્રમાણ ઉપરાંત વધારો કરવો એ એક અગવડની સઘવડ કહેવાય. ન્યાત જુદી તેથી ધરમ જુદો ઠરતો નથી વાસ્તે એકેબારગી ગમે એટલી ન્યાતજાત હોય તોપણ ધરમ અનેક થવા ન જોઇએ. ધરમ યાને ખોદાની ફરજ એકજ હોવી જોઇએ, કારણ, ગમે એટલી જુદી જુદી જ્ઞાતો જે અત્યારતક ઓળખાણમાં આવી છે અને હવે પછી આવશે તે દરેક વાસ્તે સ્વર્ગમા જવાનો એકજ રસ્તો છે. આપણ જુદી જુદી કોમવાલા જેમ એકજ માર્ગે આવેલા છીયે તેમ જવાનો રસ્તો પણ એકજ છે. સ્વર્ગમાં એક રાસ્ત ભંગી અને એક કોઇપણ જ્ઞાતવાલા રાસ્ત ધરમગુરૂ વાસ્તે જેમ એક જગ્યાછે તેમ નર્કમાં પણ એક પાપી ભંગી અને એક કોઇપણ વર્ણના પાપી ધરમગુરૂ વાસ્તે પણ એકજ જગ્યા છે. ધરમનાં બે ભાગ પાડી શકાયછે, એટલેકે એક ધર્મી અને

બીજો અધર્મી. હવે ધર્મી તે શું ? ધર્મી એટલેકે જે પરમેશ્વરનો ધરમ યાને ફરજ અદાકરેછે તે પુરૂષ અથવા સ્ત્રી, અને નહી કે ફકટ પુણ્ય દાન કરનાર. અધર્મી એટલે શું? અધર્મી એટલેકે પરમેશ્વરના ધરમ યાને ફરજથી ઉલટો ચાલનાર પુરૂષ યા સ્ત્રી, અને નહીં કે વીવિધ ધર્મ નો ઇનકાર કરનાર. ત્યારે પરમેશ્વરનો ધરમ યાને ફરજ તે શો?

પરમેશ્વના ધરમ યાને ફરજ અનેક છે. જેવા કેઃ—

જો હું કોઇ સાથ જનાકારી કરૂં તે પાપ, અને કોઇને જનાકારીનાં બુરા લતથી વારૂં તે પુણ્ય; જો હું કોઇ ને દુઃખ દઉં તે પાપ, અને કોઇનાં દુઃખનું નીવારણ કરૂં તે પુણ્ય; જો હું કોઇની ચોરી કરૂં તે પાપ, અને બીજાને ચોરી કરતો અટકાવું તે પુણ્ય; જો હું કોઇની બદગોઇ કરૂં તે પાપ, તેમ કોઇનું ભલું ઇચ્છું તે પુણ્ય; જો હું કોઇને હલકો ગણું એ પાપ, અને મારી બરોબરનો ગણું તે પુણ્ય. આ પ્રમાણે પાપ પુણ્યની બાબતો એક બીજાથી જુદી હોય છે, અને તે નોખા પાડવામાં આપણી વિચારશકિત કામ લાગે છે. અને તેનાંજ પ્રમાણમાં સ્વર્ગ, નર્કમાં જવાય છે. આ ઉપરથી આપણે એવા સારપર આવ્યે છે કેઃ—

"ભંગી ન કોઇ કામસેં,
ભંગી ન કોઇ દામસેં,
ભંગી ન કોઇ ઠામસેં,
ભંગી ન કોઇ નામસેં,
સબબ ઓબી અપણા રામસેં."

વળી કેટલાકો રૂષીના નામથી ઓળખાય છે, કારણ, તેઓ ધરમને બહાને તપેસરીબાવાનો અવતાર લઇ અગણીત કષ્ટો વેઠેછે. હવે સવાલ રહયોછે કે તેવા તપેસરીબાવાને રૂષીનું આવું શુભ નામ આપવું યોગ્ય છે? ના, તપેસરીને રૂષીનાં નામથી બોલાવવું એ તેનાં કર્મને સબબે તદન અનઘટતુ છે. રૂષીનો ખરો અર્થ જુદોજ છે, અને તે તપેસરીબાવા નહીં પણ એક કવી કહેવાયછે. રૂષી યાને કવીમાં કશો જાતીભેદ નથી, રૂષી કહેવડાવવાને દરેક વર્ણના આદમાને એક સરખો હક છે. એવા રૂષીઓ દુન્યામાં ઘણા થઇ ગયાછે, જેમાંનાં પાંચ મુખ્ય છે, કે જેઓ અગરજોકે જાતીબંધનમાં જુદા પડેછે તોપણ તેમનાં નામ અને કામ એકસર સાંજ છે. આ પાંચ ગ્રીસનો હોમર, ઇટલીનાં ડેનટી અને વરજીલ ઇંગ્લંડનો મીલ્ટન અને હીંદુસ્તાનનો વાલમીકીના નામેથી ઓળ-

ખાયછે. આમાનો એકુબી તપેસરી તો હતોજ નહી, તોપણ વાજબીની રાહે તેઓ એકસરખા રૂષી કહેવાયછે. આ પાંચમાનો વાલમીકી એ એક હીંદુ બ્રાહ્મણ હતો. તેનાં બનાવેલાં અનેક કાવ્યોમાં રામાયણ અતીઘણું વખણાય છે. આ રામાયણમાં સુર્ય વંશમાં થઈ ગયલા અયોધ્યાનાં રાજા રામનું આખ્યાણ છે. વાલમીકી પોતાના કામમાં મસગુલ રહેવા થામસા નદીનો કીનારો વધારે પસંદ કરતો હતો. હીંદુઓ હાલ જે ત્રણ ચીજના મગરૂર છે તેમાં પેહલો રૂષી વાલમીકી, બીજો હીમાલય પર્વત, અને ત્રીજી ગેનજીસ નદી છે. આ ઉપરથીજ આપણ જાણવાને શકિતવાન છઇએ કે વાલમીકીને જે રૂષી નામ અપાયલું છે તે તેનાં તપ ઊપરથી નહી પણ તેની કાવ્યશકિત ઉપરથીજ અપાયલું છે. ત્યારે એ તો સીદ્ધ થાય છે કે તપ કીધાથી પણ જાતી બંધન થતાં નથી. વળી જો એક હીંદુ કોઇ કારણસર વીલાત જાય અને પછી પાછો પોતાની જન્મભુમીમાં આવે તો લોકો તેને પોતાની ન્યાતથી વાંધુરો પાડરો. પણ જો તે ન્યાતમાં ભેલાવા અમુક રકમ દંડ તરીકે આપે તો તે પાછો ન્યાતમાં જઇ શકશે; પણ એમ કરતાં જો ન્યાતનાં ઘણાકોનું મત તેની વીરૂધ પડે તો પછી તે ન્યાતમાં બે તડ પડેછે, એટલેકે તેની તરફેણ કરનારાઓ તેની સાથ સઘલો સંબંધ રાખરો, તેમ વીરૂધ બોલનારાઓ તેનાથી અલગાજ રહેશે. આ પછી પેલા વીલાત જઇ આવેલાની તરફેણવાલા વીલાતી હીંદુ કહેવારો. આવી આવી રીતે જાતી બંધન થઇ ધરમનાં રીવાજો એક બીજાથી જુદા પડે છે. આટલું છતાં સત્તાવાર રીતે કહેવાઇ શકારો કે જુના કાલમાં બ્રાહ્મણ કુલનો છોકરો ક્ષત્રી કુલમાં દત્તક લેવાતો હતો, અને તેમાં નાત જાતનો કશો પણ વાંધો લેવામાં આવતો હતો નહી. એવા ઘણાક દાખલા મોજુદ છે, જેમાંનો એક એ છે કે સુનસેપને વીશ્વામીત્રે દત્તક લીધો હતો. આ ઉપરથીજ સીદ્ધ થાયછે કે જુના વખતમાં જાતીભેદ હતોજ નહી. પણ હાલ તો એક પોતાનાં ધરમને ખરો પાડવા બાહેર પડેછે તો બીજો તેજ ધરમને ખોટો છે એમ ઠેરવા આપેછે. એટલે કે ક્રીસ્તી લોક એવું જણાવે છે કે ગમે તેવા પાપી છતાં એક વખત ઇસુપર વીસવાસ કરો, તમારૂં તે તારણ કરશે; ત્યારે પારસી લોકોનું કહેવું એ છે કે જરથોસ્તને નહી માનનારા બધા દુરવંદો છે એટલે કે તેઓ દોજખને પાત્ર છે. મુસલમાનો મહમદપર ઇતબાર ન રાખનારાઓને સેતાનના મુતવલીઓ યાને કાફરને ખરના ગણે છે. આ સઘલો તફાવત અગરજોકે આપણાથી રખાયલો છે તોપણ સઘલાનો સાર એકસરખોજ નીકલે છે, માટે એકનો ધરમ ખરો અને બીજાનો ખોટો એવું કાંઇ છેજ નહી.

# મોક્ષ.

માણસજાતને પ્યારામાં પ્યારી ચીજ જેમ એક ફરજંદ છે તેમ મોક્ષ સારૂં પણ તે પોતાનો તેવોજ પ્યાર ધરાવેછે; પણ જો તેને મોક્ષ મળવો મુશકેલ પડેછે તો તે એક મુએલાં ફરજંદ પાછળ વીલાપ કરનારનાં જેવો લાગે છે.

જુવો કે એક વખત મેં મારા બાપની અમુક જગ્યાપર મુકેલી એક અમુક ચીજ તે ન જોય તેમ ચોરી લીધી; પણ જ્યારે તે ચીજનો મારા બાપને ખપ પડયો ત્યારે પોતાની જગ્યાપર તે ચીજને ન જોવાથી તેને બ-ગતી તે તજવીજ કરવા મંડયો. તજવીજ કરતાં તેને માલમ પડયું કે તે અમુક ચીજનો ચોરનાર હું હતો. આ પછી મારા બાપે મને તેની આ-ગલ હાજર થવા ફરમાવ્યું. મારે ત્યાં જવું તો જોઇએ, પણ મારૂં પાપ મને ધ્રુજાવવા લાગ્યું. આટલું છતાં હું ધ્રુજતો, કાંપતો મારા બાપની સમક્ષ જઇ ઉભો, એટલામાં મારી નજર તેના હાથમાંના એક ચાબકા તરફ પડી, તેમ હમારા બેઉની નજર એકમેક થઇ ગઇ. તેના લાલચોલ ડોલાથી તરતજ મારે નમી જઇ ગુનાહ કબુલ કરવાની ફરજ પડી. હું બોલ્યો પ્રીય બાપ! તે અમુક ચીજ મેં ચોરી લીધી છે; અને તે માટે હું પશ્ચાતાપ કરૂં છું તેમ હવેથી એવું ન કરીશ તેની હું તમને ખાતરી આપી કરગરીને કહુંછું કે આટલો ગુનાહ મને માફ કરો. મારો બાપ કે જે દયાલુ સ્વ-ભાવનો હતો તેને મને ફરીથી ગુનાહ ન કરૂં એવો આશીરવાદ દઇ મારો ગુનાહ માફ કીધો, અને આ પ્રમાણે હું થતી શીક્ષામાંથી બચી ગયો. એક-બાર ફરીથી હું તેવાજ ગુનાહની લાલચમાં સપડાયો. આ વખત હું જ-યારે તેની નજદીક ગયો ત્યારે મારાથી બોલાય તો શું પણ એકબારગી નજર ચોરી તેની ભણી જોવાની પણ હું હીમત હારી ગયો. હમણાં તેનાં-એક હાથમાં પેલોજ ચાબકો હતો, કે જે મેં મારા પેહલા ગુનાહ વખતે દીઠો હતો. એ ઉપરાંત વળી તેના બીજા હાથમાં એક લોખંડની સાંકલ પણ દીઠામાં આવી હતી. તેને મારો ગુનાહ કહી આપ્યો ત્યારે હું તો તેનાં હાથમાં મારવાના સહસ્ત્રો જોઇ ડંગજ મારી ગયો. હવે મારે બોલવાને કશો ચારો ન રહેવાથી મારા બેઉ હોઠને એક એક સાથ મેલવવા પડયા. તેને બોલવું પાછું શરૂં કીધું કે જયારે તું ફરીથી આવો ગુનાહ કરવાનોજ હતો તે છતાં પણ હવેથી નહી કરીશ એવું જાહેર કરી મને છેતરી તાર ગુનાહમાં તેં વધારો કીધો છે. હવે તે તું જો.

હજુર તો આ તેના છેલ્લા બોલની સમાપ્તી થઇ નહોતી એટલામાં પેલા ચાબકાએ પોતાના ધણીનું કામ એટલીતો વફાદારીથી બજાવ્યું કે તેનો હરીફજ મલવો મુશકેલ હતો. આ મારથી જયારે તેનો હાથ અટક્યો ત્યારે તે બોલ્યો, આ તારા પહેલા ગુનાહની શીક્ષા જોઇ! હવે તને તારા બીજા ગુનાહ માટે આ લોખંડનો માર યોગ્ય છે. તેના આ બોલવાથી મને એટલીતો માઠી અસર થવા લાગી કે લાગલો ત્યાંજ હું તે માર પડે તેની અગાઊ ફસડાઇ પડયો, તોપણ તેને પોતાનો હાથ લંબાવાને આંચકો ખાધો નહી. લોખંડનો માર પણ મારે પુશકલ વેઠવો પડયો; સબબ, તેની સોડે દયાનો લાભ હવે શી રીતે લેવો તેના અંધકારમાંજ હું હતો.

હે પ્રીય બંધુ! તમો જુવો છો કે એક વખત આપણો બાપ પણ આપણાં થયલા ગુનાહની માફી બક્ષેછે, ત્યારે જો આપણ આપણા થયલા ગુનાહનો પહેલવેહલો ખરો પશ્ચાતાપ કરી તે સાહેબ ધણી પાસ માફી ચાહી, ફરી તેમ ન કરવાને કબુલ્યે તો શું તે માફી નહી મલી શકશે? શું ઇશ્વરથી બાપ વધારે દયાલુ છે? ના, તેવું કાંઇજ નથી. આપણ ઉપર કહી ગયા તેમ આપણાં કીધેલાં પાપો માફ થવા ખરો પશ્ચાતાપ કરશું તો અલબતાં તે પાપોમાંથી આપણ મુકત થઇશું. પણ જો તે પશ્ચાતાપ ધસુપસુ મનનો યા ખોટો હશે તો જેમ બાપે દીકરાને બેવડી સજા કીધી હતી તેમ આપણ તેથી પણ વધારે ને વધારે શીક્ષાને પાત્ર થઇશું. હવે ત્યારે શીક્ષામાંથી બચવાનો ઉપાય શો? કાંઇજ નહી પણ ખરો પશ્ચાતાપ. હવે સવાલ એ રહયો છે કે પશ્ચાતાપ કેમ કરવો, અને તે કરવાથી આપણું જીગર બદલાય યા નહી? હા, ગમે તેવું સખત જીગર છતાં હેઠલ જણાવેલા નીયમથી તે બદલાઇ શકેછે:—

દાખલા તરીકે જુવો કે મારી વાડીમાં એક ખારકી બોરડીનું ઝાડ છે પણ તે પ્રત્યેક બોરમાં સડો પેહેલો છે. બોરડીનો દેખાવ સારો હોવાથી લોકો તેપરનાં બોર ખાવા લલચાય છે તો ખરાં, પણ અંદરખાનેનો સડો હરેક બોરમાં એટલોતો પેવસ થઇ ગયો છે કે તે કોઇ ખાઇ શકતું નથી, અને કોઇ કદાચ ખાય છે તો તેને દુઃખ વેઠવું પડેછે. શું ત્યારે આ બોરડી નકામીજ થઇ? અલબતાં, તે હાલતુરત તો નકામીજ છે, પણ જો તેને ભીત્તરનો સડો નીકલી જાય તો તે કામે લાગે ખરી, અને નહી તો આખર તે સડો બોરડીનોજ નાશ કરશે. હવે ત્યારે સડો કેમ કહાડવો? બોરડીને

ઉપયોગમાં કેમ લેવી ? હે પ્રીય બંધું ! તેનો સહેજ ઉપાય છે, અને તેથી સડો એકદમ નાશ પામશે. તે ઉપાય કાંઇજ નહી પણ ફકટ બોરડીની અનેક કલમ કરવાથી માહેનો સડો દુર થાયછે, બોરડીમાં મીઠાશ વધેછે, તેમ સર્વકોઇનાં ખપમાં આવેછે. અને આવીજ રીતે ભાઇઓ આ મારૂં બોખું, મારૂં આખું શરીર, એ એક સડેલી બોરડીની મીસાલ છે. મારૂં અંદરખાનેનું જીગર યાને અંતઃકરણ એ ખારકી બોર છે. મારો ભીત્તરમાંનો મેલ તે બોરમાંનો સડો છે, તેમ હું પોતે તે બોરનો ખાનાર છું. આ સડેલું બોર જ્યારે હું ખાઉંછું એટલેકે હું પાપ કરૂંછું તો મારાં અનંતકાલનાં સુખનો હુંજ નાશ કરૂંછું. પણ જો પેલી બોરડીની માફક હું કલમ કરૂં એટલેકે મારાં અંતઃકરણની એક ડાંખલી કે જે સફાઇ છે તે હું રોપું તો તે અંતઃકરણનો કીડો તત્તકાલ સુમરી ખાઇ નીચે પડશે, તેમ રફતે રફતે જડમુલથી નાશ પણ પામશે, અને ત્યારે આ ખારકી બોર કે જે મારૂં અંતઃકરણ છે તેમાં ભરપુર મીઠાશ દાખલ થશે, તેમ હું તેનો ચાખનાર હમેશનો સુખી થઇશ, એટલેકે મને મોક્ષ મલશે.

---

## વિચારશકતિ.

આ દુન્યામાં માણસજાત ઇશ્વરથી પેદાથયલી દરેક ચીજોપર સરસાઇ ભોગવે છે તે એટલાજ સબબથી કે અક્કલ નામનાં રત્નએ તેનાં મગજમાં શીણગાર કરેલો છે. આ શીણગાર પ્રત્યેક માણસને એક સરખી રીતે બક્ષાયલો છે, તોપણ સર્વકોઇના કૃત્યો એકસરખાં હોતાં નથી. એટલાજ કારણથી કે સૌકોઇ તે શીણગારની વલણ જુદી જુદી ધરાવેછે.

જુવો કે આપણ ચાલ્યે છીયે તે જમીન ઉપર ખરાં અને ખોટાં એવાં બે જાતનાં મોતી પડેલાં છે. ઢોરો તે બેઉ મોતી ઉપર પગ મુકી ચાલી જાયછે. કારણ, તેઓમાં આ અમુલ્ય શીણગાર હોતો નથી, અને તેટલાજ માટે આપણો મરતબો આ દુન્યામાં મોહટો છે. આપણ આપણી વિચારશકિત વડે ખરૂં ખોટું મોતી પારખી શકયે છીયે. ખરૂં મોતી તપ લઇ આપણાં ખીસામાં મુકયે છીયે, તેમ ખોટાંને પડતું મેલ્યે છીયે. હવે આ ખરૂં મોતી આપણી સોડે કેટલો વખત રેહેશે? આપણને તેની ગણતરી પણ નથી, ત્યારે જે મોતી સારૂં આપણને ગણતરી

છે તેને શા માટે જતું મેલવું જોઇએ? હવે તે મોતી તે કયાં? આપણી વિચારશકિત આ ગણતરીવાલા ખરાં ખોટાં મોતીને બેહસ્ત અને દોજખનાં નામથી ઓલખાવે છે કે જે આપણાં અંતઃકરણના રસ્તામાં પડેલાં છે. હવે તેઓને કેમ ત્યારે એકબીજામાંથી આપણ જુદા પાડી શકતા નથી? એક ઠગ કીમયાગર ખોટાં મોતીને ગમે તેવાં ખરાં મોતીમાં કારીગીરીથી ખપાવવા માંગે તે ઉપર આપણે શા માટે લલચાઇ તેમ તેથી અંજાઇ જઇ ખોટાંને ખરૂ કહેવું જોઇએ? જે ખરૂં મોતી યાને બેહસ્ત કે જે બીન લાલચે સરવેને હાથો હાથ લેવાનું છે, અને જે અનંતકાલનું છે, તે લેવા શા માટે તત્પર રેહેવું ન જોઇએ? હવે જો આપણ આપણી વિચારશકિતનો આવોજ ઉપયોગ કરશે તો પછી આપણાંમાં તેમ ઢોરોમાં ફરક રહે તે શાનો? વિચારશકિતમાં કુદરતીજ ગુણ એવો છે કે તેને જેમ વધુ ઉપયોગમાં લઇએ તેમ તેમ તે પોતાની શકિતમાં વધારો કરી વધુ ફાયદો આપણનેજ કરે છે. હવે એ રત્નની સાહેતા વગર કોઇ પણ કામની શરૂઆત થતી નથી. એ રત્ન જેમ આ દુન્યામાં નામ મેલવી આપેછે, તેમ પેલી દુન્યામાં પણ આપણી વાખવાખી કહેવડાવવાને પછાત પડતું નથી. એ રત્નની હસ્તીથીજ આપણ માનસાવતારનાં કહેવાઇએ છીયે. માનસાવતાર એટલેકે એક હેવાન્યત જીંદગીને વિચારશકિતનાં બલે કરી ધોઇ નાખવી, તેમ ખરૂં ખોટું સમજવાની શકિત ધરાવવી યાને પાપ પુણ્યનો તફાવત રાખવો. હવે જો વિચારશકિતનો આપણ ગેરઉપયોગ કરશે તો તે સારૂં આપણ ગુનેહગાર ઠરયે છીયે, તેમ તે ગુનાહ વાસ્તે આપણ વધતી યા ઓછી તેનાં પ્રમાણમાં શીક્ષાને પાત્ર થતા જઇએ છીયે. જુઓ, આ દુન્યામાં સરકારનાં આપણ ગુનેહગાર છઇએ યા નહી તે જેમ સાક્ષી યા કાનુન ઉપર આપણો ગુનાહ પુરવાર થઇ શકેછે, અગરજો આપણ તે ગુનાહથી કદાચ દુરખી હોઇએ, તેમ પરમેશ્વરને સાક્ષી, કાનુન જોઇતા નથી. આપણાં ગુનાહ માટે સાક્ષી યા કાનુન આપણ પોતેજ છઇયે. ગમે તેવા અંધકારમાં આપણી વિચારશકિતનો ખોટો યા ખરો ઉપયોગ કરયે તો તે તેનાંથી છુપા રહેતા નથી અને જ્યારે તે છુપાં રહેતાં નથી, ત્યારે તેવા ખોટા ગુનાહ સારૂં આપણને વેઠવું પડે તેમાં નવાઇ શી? વિચારશકિત એ અંધકારમાં અજવાલાની ગરજ સારેછે અને તે અજવાલું અનંતકાળનું છે. આપણાં શેહરમાં મ્યુનીસીપાલીટી જ્યારે રસ્તે યા ગલી કુચીએ દીવા રાખતી નથી ત્યારે અંધકાર સારૂ

આપણ શોર મચાવી મુકયે છીયે, પણ ફીરતારે જે દીવો રાત દીન અનંત-કાલનાં સુખ સારૂં જે આપણાં ભેજાંના રસ્તાપર મુકયો છે તેથી બેન-સીબ રહી અંધકારમાં ગોતાં ખાવા શા માટે જોઇએ? અતરે આપણ મ્યુનીસીપાલીટીને ઠપકોબી આપીશું, પણ જયારે આપણે અંધકારના બી-યાબાન રસ્તાપર એક બીજાને અથડશું ત્યારે તે સદાનાં અંધકાર વા-સ્તે કોણને ઠપકો આપીશું! "રોપણી તેવીજ ઉગણી", "કરશું તેવુંજ ભરશું" વાસ્તે વીચારશકિત તો આપણાથી જેમ બને તેમ વેહલી અનંત-કાલનાં સુખ માટે ઉપયોગમાં લાવવીજ જોઇએ.

## *જરથોસ્તી ધરમ.

દુન્યામાં ચારે બાજુથી વખણાયલો ધર્મ બીજો કોઈજ નહીં પણ હઝરત પ્યાંમબર સત જરથોસ્તના નામથી ફેલાવો પામેલો જરથોસ્તી દીન છે. તે હું પોતે વખાણુતો નથી પણ પરકોમનાં ઘણાઓએ તેની વાખ-વાખી કીધીછે, અને કરેછે. તે આજ કાલનો વખણાતો નથી પણ સદી-ઓથી વખણાતો આવેલો છે ને આવશે. વળી તે વીશે જેરીમ્યા હાઉ નામનો એક યુરોપ્યન વિદવાન પોતાના વખતમાં થઇ ગયલા સઘલા આદમમાં તે હઝરત જરતોસ્તને મોહટો મરતબો આપી જાહેર કરે છે કે, જેમ તેનાં જ્ઞાનનાં બલે કરી ખુદરતે તેને એઇ બનાવ્યો છે તેમ એક ખરો જરથોસ્તી મહજબપર ચાલનારો લોકોઇથી વધારે સુલેહની જાલવણી કરનારો, વધારે અદબવાલો, તેમ તે વધારે માયાલુ હોય છે. હવે દરેક માણસજાતનાં મગજનું ખુદરતી એવુંજ વલણ છે કે જે ચી-જ તેને બંધબેસ્તી હોયછે તેપરજ તે મરી ફીટેછે. તેમાં અવસ્યે કરી આ ધરમની લાગણી વધારે રૂપ પકડે છે. આટલું છતાં પણ જરથોસ્તી મ-હજબને જુદદીનો જેવા કે અંગરેજો, મુસલમાન મોલવીઓ, વીગેરે તેવાજ બીજી કોમના લોકોથી જે વધતું અજવાલું જાહેરમાં પડયું છે તેજ તેની સરસાઇનો એક વધુ નમુનો છે. ખરૂં છે કે લોકોઇ ધરમની લાગણી જુદી જુદી ધરાવે છે અને તે ઇંગલંડની તવારીખ વાંચનારાઓને

* આ ધરમની પેહલ કહાડનાર ગોસ્તાસ્પ પાદશાહનાં વખતમાં પેસદાદી વંશમાં થઇ ગયલો પાદશાહ ફરેદુનની ઓલાદનો રેએ શેહરમાં રહેનાર પોરોસ્પ બીન પેતેરસ્પનો બેટો જરતોસ્ત સપેનતમાન હતો. એને વીશે એવું કહેવાયછે કે દોઘદો માતાને પેટે અવતર્યાની વખતે તે રડવાને બદલે હસ્યો હતો. તેનાં સત-

તો રોશન હશે કે ધરમની બાબતમાં જગ આશકાર થયલી "ક્રુઝેડ" યાને ધરમની લડાઇથી જે હજારોનાં જાન માલની ખુવારી થઈ લોહી-ની નદીઓ વેહતી થઇ હતી તેમાં આપખુદી ધરમની ઝનુની સીવાય બી-જી કઇ મતલબ સમાયલી હતી? શું આવો જુસ્સો એક સરસાઇ પા-મેલા ધરમની આરાધનાં કરનારાઓથી છુપાઇ બેહો છે? હા, તેમ છે તો ખરૂં, પણ તે છુપાવનાર કોણ? કોઇજ નહીં પણ આપણાં ઊપા ધ્યાઓ, કોઇજ નહીં પણ આપણાં વડીલો, કોઇજ નહીં પણ આપણાં માબાપો. શા વાસ્તે તેઓ પોતીકા બેહદીનોને ધરમની વાયજો કરી તેઓ-નું જીગર હરણ કરતા? શા વાસ્તે તેઓ પોતીકા ફરજંદોને શરૂઆતથી જ ધરમની તરબ્યત આપતા? શું ફકટ કસતી છોડી તેને બાંધી જાણી એટલે ધરમનું જ્ઞાન પુરતું શીખ્યા? પણ તેટલુંબી જ્ઞાન કયાંછે? આજ

ફ્યોએ તેનો જલદી અંત લાવામાં કાંઇ બાકી રાખી નહોતી. ફ્યોટલેકે તે ગાયઢો-રોના ટોલામાં, વાઘ વરૂનાં જંગલમાં, આતસની ચેહમાં તેમ તેવીજ બીજી ભ-યાનક જગોમાંથી વીલો મુકાયો નહોતો. તે હમેશ સહીસલામત રહેતો, સબબ, તે ખોદાની ફરજો અદાકરનાર, બુતપરસ્તીનો નાશ કરનાર, બદીનો તોડનાર, સુધરાઇનો અમલ કરનાર, રાસ્તીનો ચાહનાર, લોભ-લાલચ-જુઠાઇ વગેરેનો ધીઃક્કારનાર તેમ લોકોનો સલાહકાર હતો. તે પોતે ગરીબ માબાપનો હોવા છતાં લા-ચારોને વસ્ત્ર, દાન આપવાને ચુકતો નહીં. ૩૦ વરસની ઉમરે તે ખોદાઇ ફરજો-માં એટલોતો ચકચુર થઇ ગયો કે તે પોતાનું વતન છોડી બલ્ખમાં ઉપદેશ કરવા જઇ રહયો. વલી એને વીશે વધુ એ કહેવાયછે કે ખોદા તરફથી તેને અવસ-તાના ૨૧ પુસ્તકો, આદરબુજીન નામનો આતશ, અને સરોવરનાં ઝાડનો રોપો મલ્યાં હતાં. આ ૨૧ પુસ્તકો લોકોને ખોદાઇ રાહપર દોરવવા માટે હતાં, તેમ આ આદરબુજી આતશ અને સરોવરનાં ઝાડનો રોપો ફકટ લોકોનો આ ૨૧ પુસ્તકો ઉપર ઇતબાર બેસાંડવા માટે મોજીજા તરીકે હતાં. આદરબુજી આતશ વીશે એવું કહેછે કે તે વગર કાડએ સદા બળતો રહેતો હતો તેમ વલી હાથમાં ધરતા તો હાથ પણ દાઝતો નહી. સરોવરનાં ઝાડ વીશે એવું કહેછે કે તેનાં દરેક પાંતરાંપર એવું ખુદરતથી લખાયલું હતું કે "ગુસ્તાસ્પ પાદશાહ તું જરતોસ્તની દીન કબુલ કર."

આ ઉપરથીજ ગુસ્તાસ્પ પાદશાહે પોતાના છોકરા અસપંદયાર પાસે હઝ-રત જરતોસ્ત સાહેબનાં આ ૨૧ નુસકાઓ કે જે સાત સાત નુસકાનાં ત્રણ ભા-ગ હતા તેમની બાર હજાર નકલો સરકારી ખરચે રૈયતનાં વપરાસ માટે લખાવી. આ એકવીસ નુસકાનાં પેહલા સાત ભાગમાં ઇશ્વર ધર્મ રીતી તથા તેને લગતાં ભલાં બુરાં કામોની બીના હતી. બીજા સાત ભાગમાં રાજ કારોબારી મસલતો વી-ગેરેની રાજનીતી હતી. અને છેલ્લા યાને ત્રીજા ભાગમાં ફીલસુફી, માજેજા, અ-ગાઇ વીગેરેની બીનાં હતી.

કાલનાં ફેંકુ કરનારાઓ તેમાં અકસર કરી આપસ આપસમાં થયલા અં-તસને આધારે ફકટ બાહરથીજ પારકા ધરમપર લટી જનારાઓમાંનાં ઘણુંખરાઓને મેં જોયા છે કે તેમને એકપુરો "યથા" પણ ભણવો મુશકેલ પડેછે. પણ એમાં તે બાપડાઓનો વાંક શો! હાલ ઘણે ઠેકાણે એવોજ રીવાઝ પડી ગયોછે કે માબાપો પોતાનાં બચ્ચાંને શરૂઆતનું જ્ઞાન અંગ્રેજીમાં આપે છે અને જયારે તે બાલક સદરો કુસતીની ઉમરે પુગેછે તેની માત થોડાજ અઠવાડયા આગમજ ધરના ઉપાધ્યા પાસ યા કોઈ બીજી રીતે એકપુરી કુસતી કરી શકે તેટલુંજ શીખવેછે. ધરમની લાગણીથી બે નસીબ રહેવાનું આજ એક મોહટું કારણ છે. જો તેઓને શરૂઆતથીજ ધરમનું સંગીન જ્ઞાન આપવામાં આવે, તોજ તેઓ આ જુદદીનોથી વખણાયલા ધરમની અગત કેટલીછે તે પીછાણી શકે. કારણ, મોગલ રાજમાં પ્રસીધ્ધ થઈ ગયલા અદલ બાદશાહ અકબર વીશે પણ એવું કહેવાયછે કે તેને જયારે પોતાનાં રાજમાં "ઇલાહી" નામનો એક નવોજ ધરમ સ્થાપ્યો તે વખત તેને જરતોસ્તી દીન તરફ વધુ પસંદતા બતલાવી તેની દરેક રીતી આ ઇલાહી ધરમમાં દાખલ કીધી હતી, અને તબી એટલાંવેર કે પાદશાહ અકબરે પોતે સદરો કુસ્તી બાંધી હતી.

શું ત્યારે માબાપો પોતાનાં બચ્ચાંને સરૂઆતથીજ ધરમની સંગીન કેલવણી આપે તો આવા દાખલાઓ કોઈ પણ સદીમાં ફરી ધરમની સરસાઈ પાછી તાજી કરી આપવા સારૂં નહી બને? અલબતાં, તેમ થવાનો સંભવ રહેછે.

વળી આપણા ધરમ પુસ્તકો કે જે સઘલાં ઝંદ તથા પેહલવી ભાષામાં લખાયાં છે તેમાં કાંઈજ નહી પણ ધરમનું મુળ, કુળ પ્રાચીન હીતયાસનો સાર, તબીબી સલાહ, વીગેરે લોક સુખાકારીનાં તત્વો સમાયલાછે. એમ છતાં પણ તે ઝંદ તથા પેહલવી કેતાબમાં શું લખાયાલું છે તે સમજવામાં હાલના પારસીઓ તેમ તેઓનાં દોળઆલું ઉપાધ્યાઓ વતીકનો ઘણોક ભાગ તેથી બીનવાકેફછે, તેમ કેટલાક જાણનાર હોય છે તો માત્ર કીતાબો ભરડી જવા જેટલુંજ જાણેછે. પણ તેનો અર્થ સમજનાર યા સમજાવનાર કોઈકજ હશે. સબબ, ઝંદ તથા પેહલવી ભાષાનો ઉપયોગ આપણાંમાં સાધારણ નથી, તેમ વળી કેટલાકને આવડે છે તો તેઓ ઉપરતપકેનું સમજી શકે તેટલુંજ જાણેછે, પણ તેઓ

તેનો પુરેપુરો અર્થ શીખવાની યા શીખવવાની ધામ ધુમમાં પડતા નથી. આપણુ ઘેરેઘેર ઉપાધ્યાઓને તે કેતાબનાં પાઠ કરતાં જોઇશું પણુ બેહદીનોને તે કીતાબની મતલબ સમજાવતાં જોઇશું નહીં, અને કદાચ કેટલાકને જોઇશું તો તે માત્ર ડોલઘાલુજ, પણુ સંપુર્ણ અર્થ સમજનાર નહીં. તેઓ ઘણીવાર કેહતાં માલમ પડશે કે અરદા વીરાફ જેવો મશહુર દુન્યામાં બીજો કોઇ થયો નથી xxxxx બીવર અસ્પંતાઝી ફલાનાં ગુફામાં હજુર હૈયાત છે xxxxx હઝરત પયામબર ખોદાતાલાનો જમણો હાથ છે અને તેની આગલ બીજા પયાંમબરો કશા લેખામાં નથી xxxx

આ પ્રમાણે દોળગાલુઓ પારકાની હોંશયારી બતલાવી પોતે મગરૂર થશે પણુ પોતાની હુશયારીનો એકુ દાખલો આગલ ધરશે નહીં; આવીજ રીતે જેમ એક આંધલો બીજા આંધલાને વાટ દેખાડતાં એક ખાડામાં બેઉ પટકાયછે તેમ આ બેહદીનો અને તેમનાં ઊપાધ્યાઓ અંધકારમાં અદ્ધર રહેલા છે. પેહલવી તેમજ ઝંદ ભાષાનો અર્થ સમજનાર તેમ સમજાવનારની અવસય જરૂર છે. અને તેજ ઝંદ અને પેહલવી ભાષા આપણુને બતલાવી આપે છે કે રાસ્ત કર્મ એજ બેહસ્તનો સાથી છે અને નહીં કે આજનાં ધોરણુ પ્રમાણુ દોલગાલુ ધર્મ ગુરૂઓ "કાગનો વાઘ" કરી બતલાવ્યા પ્રમાણુ મુવેલાની વરસી, છમસી, દસમૂં, ચાહુરમ, વીગેરેને ટાંકણુ ફલાણી ફલાણી વસ્તુઓ તો જોઇએ, અને વગર તે રવાંનને બેહસ્તનો રાહ જડતો નથી. આ બોલવુંજ કેવલ નીયમથી ઉલટું છે. આ સ્રષ્ટી માનસાવતારનું એક કોરૂં દફતરછે, તેમ આપણુ પ્રત્યેક માણુસજાત તેનાં લખનાર છઇએ, અને આપણાં સારાં. નરસાં કામો તે દફતરપર લખાયલી ઇબારત છે. હવે જ્યારે આ દફતરની સમાપ્તી થાયછે યાને આપણી આખર આવે છે ત્યારે તેજ દફતર આપણો સાથી બને છે. તે દફતર અવલ અને આખર એવે બે દફે વંચાય છે, અને તે વાંચનાર પણુ આપણુ પોતેજ છઇયે. અવલ એટલે આપણુ યમ રાજાના હાથમાં ગયા બાદ આપણું રૂહ જ્યારે બીજી દુન્યા તરફ કુચ કરેછે ત્યારે ત્યાનાં બેહસ્તવાસી તેમજ દોજખવાસી બેઉ સાંભળે તેમ આ દુન્યામાં શરૂથી તે આખર સુધીનાં થયલાં સારાં નરસાં કામો વાંચી જઇશું, ને તે વાંચયા બાદ જેમ અતરે જુરી તોહમતદારને ગુનેહગાર યા બીનગુનેહગાર એમ મત આપેછે તેમ આપણું મત આપણુ પોતેજ આપ્યે જીયે. એટલેકે સારાં કામો કીધાં હશે તો કહીશું

કે બેહસ્ત, અને તેજ ઘડી દોજખનો દરવાજો કુદરતી નીયમે બંધ થઈ જશે, તેમ આપણુ બેહસ્તમાં આપણાં કામનાં પ્રમાણુમાં આરામ લેઈશું. પણુ જો આપણે બુરાં કામ કીધાં હશે, તો કુદરતી નીયમે બેહસ્તનો દરવાજો બંધ થશે, તેમ દોજખનો ડરામણો દરવાજો ખુલશે અને આપણુ તમ્મર ખાઈ આ દુઃખનાં દરવાજામાં હાય પોક્કારમારતાં આપણાં કામનાં પ્રમાણુમાં દુઃખ ભોગવવા દાખલ થઈશું. આખર એટલે આ દુન્યાનાં કુલ નાશ પછી યાને કયામતને દીવસે આપણુ સઘલાં ભેગાં મળશું તેમ પાછાં કુલ બદીને જાહેરમાં કહી સંભલાવશું અને ત્યારે કુલ નેકીવાલાઓ કુલ બદકરતુકવાલાઓનો જાહેરમાં અફસોસ ગુજારી સૌ સૌને મુકામે પાછાં ફરશે યાને પાપી બદીનું તેમ ધર્મી નેકીનું ફલ ચાખશે.



## વટલેલ.

વટલેલ એટલે શું? વટલેલ એટલે કે એક પંથમાંથી બીજા પંથમાં દાખલ થઈ બાપીકું ફરમાન છોડી અત્રાપુ રીવાજપર અનેક લાલચો* માંની ત્રણ મુખ્ય લાલચોમાં ફશી ચાલનાર સ્ત્રી યા પુરૂષ. હવે તે આ ત્રણ લાલચ તે કઈ? આ ત્રણ લાલચ કે જે એક સ્ત્રીનો મોહો, બીજું પૈસો, અને ત્રીજું બેહસ્તછે, જેમાંની પેહલી અને બીજી સાધારણ છે, તેમ ત્રીજી કવચીતજ જોવામાં આવેછે. આ લાલચો આપનાર જુદી જુદી જાતનાં બાંગીઓ હોય છે એટલેકે એક જ્ઞાતવાલો બીજી જ્ઞાતવાલાને કહેશે કે જો તું તારી જ્ઞાત ત્યાગ કરી હમારી સાથ ભેલાશે તો તારે મનપતીજની એક ખુબસુરત ચેહેરેની નાજની તને મલશે. આપણા ભોળેભાયાં કે જે નાજણી બોલ સાંભલતાંજ તેમ કરવાની હા ભણી બાપીકો ધરમ છોડી બીજાને વસ થઈ એક ભવનાં અનેક ભવ કરેછે. આવીજ

* આ દુન્યાની લાલચો ઘણાં કરૂર કામો કરતાં શીખવેછે. વેદાર્થયત્ન પુસ્તક ૧લાનાં ૨૦૮ માં પરષ્ઠમાં લખેછે કે કૃતયુગમાં પૈસાની લાલચથી માણસનું બલીદાન આપવાનો કરૂર રીવાજ હતો. આ ચાલ તે વખત જેમ સાધારણ લોકમાં હતી તેમ કહેવાતા રૂષીઓમાં પણ હતી. તેઓ સો, બસો ગાય લઈ પોતાનાં પેટનાં છોકરાંઓને જે વેચતા માંગે તેને બલીમાં આપવા સારૂં પછાત પડતા નહીં. તેઓ એટલાંવેર કૃતઘ્ની થતા કે જે કામ હાલનાં કહેવાતા ખાટકીઓ પણ કરતાં આચકો ખાય તે કામ બીજી ફકટ એક બે વધારે ગાયની લાલચે પોતીકાં ફરજંદને પોતીકે હાથે જબે કરવામાં મોંહટાઈ લેતા.

રીતે પૈસાની લાલચે પણ વારંવાર થતું આવે છે. વળી એક બીજા-જ સખસને જાહેરમાં એવું પણ બોલતાં સાંભલીશું કે ઇશ્વરને શોધવાનો ખરો રસ્તો હમારામાં છે વાસ્તે હે ઇશ્વર એકરાર કરનારાઓ! તમો હમારા ધરમનો ખુલાશો માંગો અને પછી તેપર ઇતબાર રાખો, તમને ઇશ્વર મલશે તેમ અનંતકાળનાં સુખમાં પડશો. ભટકતા મનવાલો તરત-જ પેલા બાંગીનું માની લેછે યાને અણજાણી જાલમાં ફરી સોડાવાટરના ગોલવા મીસાલ બીજીગમ લટી જાયછે. સોડાવાટરનો ગોલવો એટલાજ સબબથી કે આજે એક લાલચથી એક ધરમ કબુલવો તો કાલે કોઇ બીજીજ લાલચથી એક જુદાજ ધરમનો એકરાર કરવો. એવો તો કોઇકજ વીરલો હશે કે જુદા જુદા ધરમને ખરા યા ખોટા તે ઠેરવી આપે. એકનો ધરમ જેટલો ખરો હોય તેટલો તે ધરમ કદાચ ખોટોબી હોય. કારણ, કોઇનાંમાં પુરાવા માલમ પડીઆવતા નથી. અને જયાં છે ત્યાં ભુતકાલનો પુરાવો હોયછે. પણ તે ભુતકાલનો પુરાવો શા આધારે માની શકાય? ફકટ વર્તમાન યા ભવીષ્યકાલનાં પુરાવાથી આપણી શંકા દુર થઇ શકે. સબબ, વર્તમાન યા ભવીષ્ય આપણી હૈયાતીમાંજ જે છે તે બતલાવી આપેછે. હવે ત્યારે સદાની ભ્રાંતીમાંજ ગોતાં મારવા શા માટે જોઇએ? જુદાં જુદાં ધરમ પુસ્તકોની જયારે હું ઇબારત સમજવામાં પછાત પડુ તો પછી મને મોક્ષ તે કેમ મલે! ઠીક, હવે ત્યારે બીજી રીતે મોક્ષ તે કેમ મેલવવો? જવાબ એ છે કે મોક્ષ મેલવવાનો સરલ રસ્તો સાદી આપણ સમજીયે શકયે તવી ઇશ્વરપાર્થના ખરા જીગરથી હરહમેશ કરવી, તેમ જેને આપણી વિચાર શકિત પાપ ઠેડવે તેથી વેગલા રહેવું અને નહીં કે તારા મારા ટુકડા ચાટી પેટ ભરવું, એટલેકે લાલચ રૂપી જાલમાં ફરી એક ધરમનો ત્યાગ કરી બીજાનો એકરાર કરવો. આ લાલચો આપણે શા માટે કરવી જોઇએ? આપણી જીંદગીનો એક ઘડીનો પણ ભરૂશો છે નહી ત્યારે આપણ જીવી જીવીને તે કેટલો વખત જીવશું? ૬૦–૭૦ તો હદ થઇ ગઇ. ૧૦૦ વરસ જીવનાર તો કોઇકજ વીરલો નીકલે. ત્યારે પૈસા ન હોવાથી લોકો આપણને ગરીબ કહેતો શું થઇ ગયું? તેમને કયાં ખબરછે કે ધરમ-પવીત્રાઇ-એજઆપણા કરોડો રૂપ્યા છે. કરોડો રૂપ્યાનો ધણી હજુર પોતાની મીલકતમાં ગમે તે પ્રકારે ઉમેરો કરવા ઇચ્છશે ત્યારે એક ધર્મી—સફાઇવાલો-સ્વર્ગમાં જવાની લાલચ રાખશે તેમ તે સ્વર્ગમાં જવા જલદી યમરાજાની દોસ્તી બાંધશે. સબબ, જેટલો વધારે વખત તે આ પૃથ્વિની સપાટીપર રહેછે તેટલો

વખત તે શૈતાનનાં ફાંદામાં આવી પડવાનો ત્રાસ રાખેછે. કારણ, આ દુન્યા એક દરામનું જંગલ છે અને જ્યારેબી તે જંગલનાં વીકરાલ શીકારીને આપણી સોરમ આવેછે ત્યારે તે શીકારી એટલેકે મોહત એકદમ આપણો ભક્ષ કરેછે. તેને જ્યારે ઠમકતો ઠમકતો આપણી સનમુખ આવતો જોઈએ છીયે ત્યારે આસપાસ મદદને વાસ્તે આપણ ડોલા બાણ્યે છીયે. ફકટ રાસ્ત મન યાને કેવલ સફાઈ જેનાંમાં હોયછે તેજ પેલા સીકારી સાથ હોંસા તોંશીપર આવી બાથ ભીડેછે, પણ જેનાંમાં તે હોતું નથી તેને આ વીકાળ શીકારી અત્યંત રીબાવે છે. બીન રાસ્તને કોઈનો છાંયો મલતો નથી, ત્યારે હે આદમ જાત! તુંજ તારીપર દયા બતલાવ અને હરદમ, હરઘડી, અને હરવખત તે કીરતારનોજ ધરમ યાને ફરજ બજાલાવ.

## ખંતનો બદલો અમર નામ.

એશીયા ખંડમાં આવેલા અરબસ્તાન શેહરનાં રહેનારને આરબ કહેછે કે જેઓ ઘોડાનાં* શોખીન ઘણાં હોય છે. તેઓમાં ઘેરે ઘેર પછી અદના કે આલા હો તોપણ ઘોડા પાલવાનો દસ્તુર ચાલતો આવેલો છે. જેટલો વીશવાસ તેઓ આ મુગાં પ્રાંણીપર રાખેછે તેટલો બીજા કોઈ બોલતાં પ્રાણીપર તેઓ રાખતા નથી; તેમ વળી અજાયબની વાત તો એ છે કે દરેકના ઘરમાં થઈ ગયલા ઘોડાઓની વંશાવળી તો હોયને હોયજ. જે કોઈનાં ઘરમાંથી જુનામાં જુની ઘોડાની વંશાવળી નીકલે તેજ પૈશાદાર તેમ આબરૂદાર ગણાય. વળી જ્યારે તેઓને પોતીકા ઘોડાઓથી વીયોગ પડવાની કુદરતી ફરજ પડેછે ત્યારે તેઓ આ પ્રાંણી તરફ એક અતલગના મુએલાં સગાં કરતાં વધતો ગમ બતલાવે છે.

દરેક આરબ ભાષણ કરવાની બહુજ હોંશ રાખેછે અને તેથીજ તેઓ નજમ અને નશર સાદી પ્રકારતે લખવામાં પંકાયછે. નશરનાં લખનાર એટલેકે પદયમાં લખનારને તેઓ પોતાનાં મુરબી તરીકે ગણે છે,

---

* ઘોડાઓની ઉમર પારખવાની રીત ઘોડાનાં ખરીદનારાઓને ઘણી ઉપયોગી હોવાથી અતરે ટાંકી લેઉછું. ઘોડાને નવ વરસ પુરાં થઈ રહેછે ત્યારે તેની આંખનાં પોપચાનાં ઉપલા ખુનાં ઉપર કરચલી વેલેલી દેખાય છે. નવ વરસ કેડે દર વરસે એકેક કરચલી વધે છે, અને એ પ્રમાણે જ્યારે ત્રણ કરચલી વધેછે ત્યારે ઘોડાની ઉમર બાર વરસની, બે વલી હોય તો અગ્યાર વરસની વીગેરે કહેવાય છે. નવ ઉપરાંત દરેક વધુ કરચલી દરેક વધુ વરસ સમજવાં.

તેમ તેમનો બોધ એકમતે ફેલાવેછે. આરબ લોકોમાં એવી કેહતી ચાલુછે કે વાજ એજ શીરપેચ, શમશેર તેજ મોત, તંબુ એજ મકાન, અને કવીતા તેજ કાયદો છે. આટલું છતાં જયારે કોઇએ આપણું માઠું કીધું હોય અને તેનું આપણુ વેર લઇએ એ જેમ એક જંગલનાં વસનારાઓનો રીવાજ ગણાય છે, તેમ ઘણા ખરા આરબોમાં પણ જોવામાં આવેછે; અને તેથી સેહલથી કહેવું બનીઆવે છે કે તેઓ પણ જંગલમાં રહેનારાઓની બરોબરી કરનારછે. સબબ, જેમ હીંદુસ્તાનનાં અસલી રજપુતો તથા તે વખતની બીજી કોમવાલાઓ પોતાની બાલક છોકરીને જીવતીને જીવતી દેવીને અરપણ કરવાની દુષ્ટ ચાલ ચલાવતા તેમ તેઓ પણ તેમ કરવામાં કાંઇ બાકી રાખતા નહીં, બલકે રજપુતોથી પણ વધારે કરતા. તેઓની બાલહત્યા એ હતી કે જયારે છોકરી પાંચ વરસની ઉમરની થતી ત્યારે તરેહવાર શીણગાર વાગેરે તેણીને સજવાને પોતાની ઓરતોને યા તેણીની દુષ્ટ માતાઓને તાકીદ કરતા. આ પછી આગમચથી ખોડી મેલેલા ખાડા આગલ છોકરીનો બાપ તે પસુ બચાંને લઇ જાય છે અને પછી તેણીને કશી લાલચ બતલાવી તે ખાડામાં જોવાનું કહેછે, અને જયારે તે નીરાધર પસુ બચું તે ખાડામાં પોતાની નજર ફેંકેછે કે તેવોજ તેણીનો આ કૃતઘ્ની બાપ જોસભેર હડસેલો મારી તેણીને અંદર નાખેછે, તેમ તે ખાડાને જમીન બરોબર કીધા પછી ઘર તરફ પાછો ફરેછે. આ પ્રમાણે છોડીઓને જીવતાં જીવત દાટવાની પેહેલ આ આરબોથી થયલી કહેવાય છે. આમ કરવાનું કારણ ફકટ તેઓ એ બતલાવેછે કે તેમનાં પાલવાનાં ખરચમાં બંચાવ થાય, તેમ સારે ઠેકાણે નામ પ્રમાણે છોડીઓની સાહદી કરવાની જે મુશકેલી નડે છે તે દુર થાય. આપણા બ્રીટીશ બુલંદી રાજને રાબરટ કલાઇવ નામના સુરા જંગીએ જેમ ચક્રમંડલ ફેરવી જેબ આપયો હતો, 'તેજ મીસાલ આ કૃતઘ્ની આરબોનો દુષ્ટ રીવાજ દાબી દેવા તેમ તેમને સુધારામાં આણવા એક તેમનીજ ન્યાતનો સાહસીક પુરૂષ બહાર પડયો હતો. આ સાહસીક પુરૂષ કોઇજ નહી પણ આપણાં મુસલમીન ભાઇબંધોનો હઝરત પયાંમબર મોહમ્મદ પોતેજ હતો. આ ઉમંગી નોજવાનનો જન્મ આરબોની કોરસ નામથી ઓલખાતી ઉંચી જ્ઞાતીમાં થએ હતો. તેની ઓલાદ હાસીમનાં નામથી ઓળખાય છે, એટલેકે હાસીમનો છોકરો અબદુલ મોતાલેબ અને 'તેનો નહાનો છોકરો અબદુલા વાહેબની ખુબસુરત કુમારીકા અમીના જોડે પરણયો હતો. આ બેઉ

જોડાંને પેટે આજ સહીઓ થઈ પ્રસીદ્ધ થયલો હઝરત મોહમ્મદ યાને બીજી રીતે કહેવાતો મુસલમીન પયાંમબર સાહેબ ઈ. સ. ૫૭૦ નાં વરસમાં મક્કા શેહરમાં જનમ્યો હતો, આ ભવીષ્યનો ચેરાગ નહાનપણથીજ અતી દુઃખમાં ઉચ્છેરાયલો હતો એટલેકે તેને પોતાનાં માબાપનું સુખ નહોતું. બાપ અબદુલા પોતાના આ ફરજંદનું દીદાર જોવા પહેલાં મુઓ હતો, તેમ મા અમીના તેને આઠ વરસનો મુકી કીરતાર તરફ પોતાના ખાવીંદને મલવા દોડી ગઇ હતી. આવી રીતે આ દુઃખી બાલક પોતાના કાકા અબુતાલેબની દેખરેખ હેઠલ ઉચ્છેરાયું હતું. આ પ્રમાણે સત્તર વરસ પોતાના કાકાને ત્યાં કાહડયા પછી યાને તેની ૨૫ વરસની ઉમરે પોતાના કાકાને વધુ વખત બોજો ન થઇ પડવાના ઇરાદાથી તેને સ્વતંત્ર થવા ઇચ્છયું. આ પછી તે પોતાની જાતવાલી એક માતબર કાદીજા નામની વિધવાને ત્યાં ચાકરીમાં રહયો. તેની બાહોસી અને ચપલતા કાદીજાને અત્યંત પસંદ પડવાથી તેણીએ તેની સાથ લગ્ન કરવા માંગણી કીધી, જે આ પરમાર્થીએ ઝટ સ્વીકારી. આ પછી મોહમ્મદને દેશો દેશ ફરી ત્યાંની રીતભાતો જોવાની બહુ ઉલટ છુટી. તે જેમ જેમ એકથી બીજે દેશ ફરતો ગયો તેમ તેમ તે વધુ બાહોશ બનતો ગયો. તે પોતાના વખતનો કોઇબી ભાગ અમસતો ગુમાવતો નહી. તે કાંઇનું કાંઇ પોતાનાં મગજમાં લેઇ તેનાપર પુખ્ત વીચાર દોડાવતો. હમણાં તે ચાલીસ વરસની ઉમરે પુગો હતો. અત્યારતક તે એક સાધારણ માણસ તરીકે ઓલખાતો હતો. પણ આ ચાલીશ વરસ પછી યાને ઈ. સ.ની સુમારે ૬૧૦માં તેને પોતાની જીંદગીની કાર્કીદીમાં અજબ ફેરફાર કરી મુકયો હતો, એટલેકે હમણાં તેણે એક સાધારણ માણસપરથી પયાંમબરનો મરતબો હરણ કરી લીધો હતો. તે જેમ જેમ પોતાની વિચારશકિતનો બોહલો ફેલાવો કરતો ગયો યાને તેને કેલવતો ગયો, તેમ તેમ તે વધુ પ્રસિદ્ધ થતો ગયો. હમણાં તે એક જુદાજ ખ્યાલપર હતો, એટલેકે જંગલીઓને ખોદાઇ રાહ બતલાવાનો રસ્તો તેને પકડયો હતો. તે "લાએલાહઇલલલ્લાહો મોહમ્મદુર્રસુલ્લુલ્લાહ" * ના નામથી ચોમેર એકસરખો ધરમ ફેલાવા મંડયો. આ ધરમનો શરૂઆતમાં એકરાર કરનાર તેની ઓરત કાદીજા તથા તેણીનો ચાકર ઝીદ એબન હારેથ હતાં. સબબ, જેમ એક કામની પેહલ કાહડનારને વગોવનાર ઘણાં નીકલે છે તેમ મોહમ્મદની વીરૂધ પણ બોલનારા તેની કોમનાં પ્રત્યેક

* પરમેશ્વર એક છે અને મોહમ્મદ પરમેશ્વરથી મોકલાયલો પયાંમબર છે.

જાણુ હતા. આટલું છતાં તે બજર આંચકે પોતાની મુરાદ પારપાડવામાંજ મસગુલ રહયો. તેનો કાકો જોકે મોહમ્મદનાં મતથી ઉલટો હતો તોપણ તે પોતીકા ભત્રીજાની જીદ આગલ કાંઇપણ કરી શકયો નહી. સરૂઆતમાં લોકો મોહમ્મદપર એટલાતો ઉસકેરાયલા હતા કે તેનાં કાકાને મોહમ્મદના જાનની ધાસ્તી આપતા હતા. એક લોહીનો પ્યાર જે ખુદરતી છે તે તરફ નીગાહ કરતાં અબુતાલેબ પોતાનાં માબાપ વગરનાં ભત્રીજાનાં જાનની સલામતી ખાતર ત્રાસ પામ્યો. તેને ધરમની ચકચાર છોડી દેવા મોહમ્મદને બહુ સમજાવ્યો, છતાં નીવેડો એજ આવ્યો કે જો તમો લોક આફતાબને મારા જમનાં હાથમાં અને માહતાબને મારા ડાબા હાથમાં લાવી મુકો તોપણ આ બોધ કરવો હું છોડનાર નથી. આ ફરમાન જેમ તે પાક હકતાલા તરફથી મને છે, તેમ બીજા સર્વેકોઇને છે; માટે આ તમારો ખોટો રસ્તો છોડી ખરાનો એકરારકરી મારો બોધ હૈડે ધરો. × × ×

આ વખત આપણી જાણમાં આવેલી માતબર કાદીજાએ ખોદાઇ રાહ લીધા પછી મોહમ્મદે બીજી ઓરત કરવાની ધારણાથી તેને ઓમેયા નામનાં મહાન પુરૂષની ખુબસુરત છોકરી હેનદ કે જે વીધવા હતી તેની સાથ ફરી પરણવા ઇચ્છયું. આ બાઇ હેનદને આગલા ખાવીંદથી સાલમાં નામનો એક છોકરો હોવાથી તેણીએ મોહમ્મદને જણાવ્યું કે તું મુજ વીધવા સાથ નેકા પાડી શું સંતોષ મેલવવાની આશા રાખેછે? વળી હાલ હું તો એક છોકરાની મા પણ થઇ ચુકીછું. આનો જવાબ આ દયાલુ નરે એ વાલ્યો કે જયારે હું તને ખરા જીગરથી ચાહુંછું તો તું વીધવા છે તેની મને શી ચીંતા! મારે દુઃખીનેજ સુખી કરવાનો હેતુ છે, તેમ વળી તારા છોકરાને હું મારા છોકરા તરીકે ગણવાને કબુલુંછું. આ પછી તેને હેનદ યાને આમસાલમા* જોડે લગ્ન કીધાં.

મરનાર કાદીજાનો વેચાંણ લીધેલો ગુલામ યાને મોહમ્મદનો બીજો દીન કબુલનાર ઝીદ એબન હારેથ પોતાનાં આ નવા કબુલેલા દીન ઉપર ઘણો સુસ્ત રહેલો હોવાથી મોહમ્મદનો પ્યાર તેનાપર અત્યંત વધયો. આથી મોહમ્મદે તેને પોતાનો દત્તક પુત્ર કરી લીધો, અને તેજ સબબે કરી ઝીદ એબન હારેથ પણ મોહમ્મદનાં એક છોકરા તરીકે ઓળખાયછે. આ ઝીદની સગાઇ મોહમ્મદનાં ખેશીમાં થયલી હતી. મુસલમાન રીવાઝ પ્રમાણે મોહમ્મદને અનેક બાયડીઓ હતી, જેમાંની એક

---

*હેનદને સાલમાં નામનો આગલા ખાવીંદથી છોકરો હોવાથી તેણી વીધવાવસ્થામાં આમસાલમાં યાને સાલમાની માનાં નામથી ઓળખાતી હતી.

મરીઅમ શીવાય સઘલી વાંઝણી હતી. આ મરીઅમને ઇબ્રાહીમ નામનો એક છોકરો હતો, પણ તે સવા વરસનો નહી થયો એટલામાંજ મરણ પામ્યો હતો. આથી મોહમ્મદને ઘણુંજ લાગ્યું તોપણ તે પોતીકા દીકરાની કબર આગલ જઇ શીર નમાવી બોલ્યો:— હે દીકરા! હું ખરે ગમગીન છું, તારા વીયોગથી મને રડું આવેછે, અને જો હું તારી પાછલ આવવાનો છું એમ નહી જાણતે તો હમણા છું તેથી પણ વધારે દલગીર હું થાત; સરવે કોઇ પરમેશ્વર તરફથી આવ્યા છીયે અને આખર તેની સોડેજ જનાર છીયે.×××××

આમ બોલતાં બોલતાં તેનું હેડું ભરાઇ આવ્યું અને હવે તે રડયો. તેને રડતો જોઈ તેનાં સાગરીદો એક અવાજે બોલ્યા, કેમ તમો રડો છો? તમે હમને તો રડવાની મના કીધી છે! મોહમ્મદે જવાબ વાલ્યો, અલબતાં ચીસ તથા બુમ પાડી રડવાની મારી મના છે, માથું કુટવાની તથા લોકોને ઠાલી સીતમ બતલાવવાની મારી મના છે; પણ આફતને વખતે આસુ પાડવાં એ એક દુ:ખી જીવને સાંત પાડવા ખરોખર છે, કે જે માત્ર દયાથીજ પડેછે અને તેમા કોઇને મના નથી.

હવે આ ઉપરથી માત્ર આપણને સાર એજ મલે છે કે આ દુન્યામાં એક માનવી પોતાની વિચારશિકતનાં બળે કરી ચાહે તે કરી શકેછે, યાને પોતાની અસલ સ્થીતી ઉપરથી પેયાંમબરનાં મરતબા સુધી પુગી શકેછે.

## સુધારાનાં ખેતરમાં કુધારાનું બીજ.

આપણ ઘણાંખરાઓમાં હાલમાં જાતજાતનું ખાવું, પીવું, વગેરે તેવાજ બીજા એશઆરામના શોખ વધી પડવા છતાં એકલપેટાઇ વધારે પસરી ગયલી જણાય છે, કે જે એકલપેટાઇ માઠા પરીણામો બજાલાવવાનો અવસર આણી મેલેછે. લોકો હાલમાં સુધરેલા એમણેજ કહેશે કે જેઓ "ડોશન" નાં (દેશી નહી) ડાયમન્ડ યા કીડ લેધરનાં ફેનસી બુટ, ફરેન્ચ યા ઇંગલીશ કટનું રેશમી યા કેશમીરી પાટલુન, તેવોજ મજાનો ટુંકો ઉંચી બનાટ યા કેશમીરનો ઘાટદાર ડગલો, માથે ફેંટો તે સાથ વળી આઇગ્લાશ,* તેવુંજ મજાનું કીમતી સુનાનું મેકુબ વાચ,† હાથમાં

*ચશમાની પેહલ ફલોરેન્સના રહેવાસી સાલોયનોએ ૧૪ મી સદીમાં કીધે-લી કહેવાય છે.

†ઘડીઆલની પહેલ ઇ. સ, ૧૫૧૧માં જરમની મધ્ધે ન્યુમબર્ગનાં રહેનાર પીટર હીલ નામનાં ઘડીઆલીથી થઇ હતી, અને તે ઇંગલંડમાં છેક ઇ. સ. ૧૬૯૭માં દાખલ થઇ હતી.

તેવીજ સુંદર નાજુક સ્ટીક વગેરેનાં બાહેરનાં ભપકામાં ઓપઇ જઇ લટકતી ચાલથી બાહેર નીકલેછે. અસલી રીવાઝપર ચાલનાર બોગન્નેકે આપણાં આ સુધરેલ ભીતરને મલી જાયછે તો ત્યાં તે શીખામણના આકારમાં કહેતો માલમ પડશે કે સાહેબ, હું તો ફલાણી ફલાણી વિદયામાં પ્રવિણ છું, હું બી. એ., ડીગરી ધરાઉં છું, તે ઉપરાંત મને બીજું બહારનું જ્ઞાન છે તે તો વળી જુદું. તમો બે ઘડી તમારા છોકરાને મારે ત્યાં બેધડક મોકલો, હું તેને બધી વાતે હુશયાર કરી નાખીશ. ફકટ મને મારી મેહનતનાં બદલામાં રૂ૧૦ દર મહીને મોકલાવ્યા કરજો એટલે બસ છે. સાહેબ, તમો જુવો-છો કેની કે આ અમો ખરચાલુ ભપકો શા સારૂ કરયે છીયે? ફકટ ખુંણે ખં-તરીએ ભરાઇ રહેલા બીચારા ગરીબોને હમારા જ્ઞાનનો ધકો આપવાજ.

આવી રીતે ઘણાંકને બોલતાં આપણ સાંભલ્યે છીયે, પણ ભાઇઓ આમ કહેનારની મોહટી ગફલતી છે. માણસજાત મરતાં લગી વીદયા-અભ્યાસ જારી રાખ્યા છતાં સંપુર્ણ વિદ્યા પ્રાપ્ત કરતો નથી તો અંગ્રેજી ભાષા યાને તેવીજ કોઇ બીજી ભાષામાં માહીતી મેલવી એટલે શું ભવ તર્યા? આ સમજણ કેવી નાપાયાદાર છે! શું થોડું ઘણું જાણ્યું કે પછી નોકરી સારૂં આમ તેમ ફાંફાં મારવાં? આમા થાય છે શું કે લાગવગ-વાલાઓ રહી જાયછે પણ બીચારા બીજા કેટલાક રખડી મરેછે ત્યાં સુધી પણ પોતીકો બાપીકો ધંધો અથવા કોઇ બીજો હુન્નર કે જેથી વિચારશકિત સાથ બાહોશી વધેછે તે હરણ કરતા નથી. પચીસ પચાસની નોકરી મલી કે વાહવા વાહવા! હવે આ બધુ આપણને શીખવે છે કોણ? અ-લબતાં આપણા માબાપો. હાલમાં ઘણાખરાં માબાપોથીજ તેમના છો-કરાંઓનો બીગાડો થાય છે, તેમ માઠાંપરીણામો જન્મ પામેછે.

આજનાં વખતનાં કેટલાક બાપો પોતીકા છોકરાનો કહેતા માલમ પડશે કે દીકરા તું અંગ્રેજી લખતાં વાંચતાં જાણ, કે જો પછી હું તને કેવી નોકરી અપાઉં છું. નોકરીના શું ટોટા છે? મારે હાથ નોકરીના હ-જારો વગ છે. હવે આ બધું અગરજો બાપો શીખામણનાં આકારમાં કહેછે પણ એ શીખામણ ઉલટો તેમનો બીગાડ કરે છે, એટલેકે છોકરાંના મનપર નહાનપણથીજ નોકરી બોલ ઠસી જાયછે અને આ પ્રમાણે તેઓ બાપનાં બોલપર મગરૂર રહેછે. આથી સારાં અને માઠાં પરીણામોની ઝપાઝપી થાય છે, જેમાં અલબતાં માઠાં પરીણામો ફાવી નીકલી કુધારાનું બીજ વાવી આપેછે.

હવે છોકરીનાં વર્ગનો બીગાડો પણ આવીજ હદમાં થાયછે. હાલનાં ધોરણપર ચાલતી કેટલીક માયો પોતીકી છોકરીઓને પણ હસવા સરખી નસીહતો કરેછે, કે જેનાં પરીણામ પણ પાછલથી ઉપર જણાવ્યું તેમ નરસાંજ નીવડેછે. આપણ જોઇશું તો આજની કેટલીક બાનુઓનો પોસાક જેમ મી૦ જીનવાલાએ કહ્યું તેમ એક ચેહરો દીપી નીકલતી મનપસંદ રંગની કીમતી સાડી, તેવાંજ પાછાં ઉંચી એડીનાં નાજુક ફેનસી શુ, સોનાનું લેડી વાચ, નાજુક નકશીદાર તેવોજ જુદી જુદી ફાશનથી સીવાયલો સુલતાની યા મુલતાની પોલકો વીગેરેનાં અનેક ઠાઠમાઠથી દરયે કીનારે, બેન્ડસ્ટેન્ડ યા એવીજ બીજી જગ્યા કે જયાં ખસુસકરી શોખીન મરદોના ઝુંડ ટોલાં કે જેઓ આંખના ઇસારાની વીદ્યામાં મસહુર હોય છે તેવોજ નજદીક ગાડી ઘોડે યા તો કોઇ વખત લઠર પઠર લેહેંકાતી ચાલથી પોતીકા ઘરના ગોર સાથ, નહીં તો પછી આયા સાથ હવા ઘોરવા નીકલી પડેછે.

હવે જો કોઇ છોકરી આ બધી ફીસયારી નાપસંદ કરતી હોય તો તેને તેની આ ધોરણપર ચાલતી બેહનપણીઓ ધી:કારની નજરથી જોયછે, તેમ વળી તેમની માતાઓ પણ ઠાલી હસવા સરખી તેમને નસીહતો કરેછે, તેણીને સંતાપેછે, ભુંડી જેવી કે રાંડ, ચુડેલ, કાહબા, વીગેરેની એવીજ બીજી અનીતીની ગાલો ભાંડેછે કે જે પાછલથી પોતાની છોકરાઓ જેઓ પોતે માતા થાયછે ત્યારે ઉંચકી લેવાને ચુકતી નથી. હે પ્રીય વાંચનાર! આવીજ રીતે ઘણી વખત માતાઓ પોતાની છોકરીઓને નસીહતો કરતાં માલમ પડેછે જેમાંની એક નસીહત દાખલા તરીકે હું અતરે ટપકાઉં છું. તમે સાંભલયું તો હશે કે કેટલીક વખત માતાઓ પોતાની દીકરીને કહેછે કે અરે મરેરે શીરીન! બસ હવે હું તો તારાથી બેજાર છું. શું તું લોકોમાં હમુને માઠુંજ લગાડવા બેઠીચ! છતે બાપને પેસે આવો અવતાર! મુઓ હમેશનોજ એ રડાકુટો! એવે અવતારે તુંને ફરવું હરવુંબી કેમ ગમેચ! જોની પેલી લવજી કાકાની પીરોઝ તે કેવા ઠાઠમાઠથી ફરે હરે છે! બે ઘડી જયારે તે આપણી મુલાકાતે આવેછે ત્યારે જોની કેવી સારી ઢબથી બેસેચ ઉઠેચ! ખોદાય જેના હોય તેનાં જીવતાં રાખે પણ તે કેવી ચપલ અને ચાલાક છે. મરેરે હું તો જાણું બે ઘડી તેનાં હાથનાં નખરાં અને આંખના પલકારાજ જોયા કરૂં! અરે ખોદાય! જોની આપણા કરતાં તેનાં બાપનો પેસા કમી છતાં તેઓ પોતાના કુંટું-

બમાં કેવા ભપકા અને ઠાઠમાઠથી ફરેછે ! જોની તેને તુંને જરાબી વતારી! એકબારગી આપણા ઘરનો મુઓ ફુમલો બબરચી પણ એસકી થઇ ફરે હરેછે. એના બાપ બપાવા તે કેઇ દોલત મુકી ગયા છે! એ તો સો સોની આવક જોઇએ. હવે દુકટી તું કાંઇ નહાની છે. ગોધા જેવી ગોધો વધી ગઇચ તેને તે શું હવે ઘડી ઘડી મારફાર કરયે! બેહયા હસ નાં હસ, હઇઆં તો તારૂં બધું વણાઇ જશે પણ પારકે ઘેર તારૂં શું થશે!

હાલના વખતમાં તો છોકરાઓને ખુટ બુસટાકીનવાલી ગોરી ગોરી લેડીઓ—થોડું ઘણું ઇંગ્રેજી લખાભણી જાણે એવી છોકરીઓ—જોઇએછે અને તે સાથ વળી રીતનો ભસકો ભારી રાખેછે. અખઇ રહયા જીભરૂ તારા બાવાજી જયાં લગી છે ત્યાંલગી આપણને પેસાની એક દમરી બારબી ફીકર નથી. રીત તો ગમે ત્યાંથી નાણું ઉઘડાવી અપાશે; તે કાંઇ ભારી પડવાનું નથી. પણ તુંને બરીએલ ટોપલાને લેઇને કોઇ શું કરે ! તે શું જાણી જોઇ હમેશના પસ્તાવા સારૂં તુંને વરે! જોની જાણે હીલમાંનું પાણીજ હીલતું નથી ! એક તો અખઇ રાંડી છોકરી છે. એ બચઇને કાંઇ કહેવુંબી પડેચ. જોની તેણી સાથે પરણવાને હાલમાં કેટલા જીવડા તતપર છે ! કોઇ વખત તે છરી કાંટા શીવાયની વાત તો જાણતીજ નથી. આપણા ઘેરમાં મુઇ તુંજ એવી છે કે હાથે કોલી દુબલાની કાંની ખાય છે. તું તો મુઇ મને હવે ઝેર જેવી અકાડી લાગેચ. હું માય થાઉં તો શું થઇ ગયું! પણ મને એ તારી ચાલ પસંદ નથી. તુંજ જોની કે જયારે હું એગવથી જીભરાયા તારા બાવા સાથે પરણી આવી ત્યારે મને મુઆં મારાં કયાં માબાપે છરી કાંટા સાથ ખુરશી ટેબલે ખાતાં શીખવ્યું હતું ? એ તો હું હમણાંજ ધીમે ધીમે જીભરાયા તારા બાવાજીના લાડથી મોજમજાહ મારૂં છું, નહીતો મુઆ કોણ જાણે કયા ગામડયા સાથ માથું ફોડવું પડતે. મરેરે! પેહલું તો મેં જયારે કાંટાનું નામ સાંભળ્યું ત્યારે હુંબી અજાયબ થઇ કે મુઆ ઝાડના કાંટાથી તે કેમ ખવાતું હશે! પછી મને જયારે ખરા કાંટાની સમજ પડી ત્યારે તેને ખાવામાં કેમ વાપરવો, વગેરેનાં વિચારથી હું ગભરાવા લાગી. જયારે પેહલવેહલી હું તારા જીભરાયા બાવાજી સાથ છરી કાંટા સાથ ટેબલપર ખાવા બેઠી ત્યારે કેઇ બાજુથી ખાવું તેના હું વિચારમાં પડી. ઘડીમાં હાથો પકડું, તો ઘડીમાં લોખંડવાલો છેડો પકડું, પણ મુઇ મને કાંઇ સમજ પડે નહી. પછા લાંબો વિચાર કરતાં મને માલમ પડયું કે આ લોખંડવાલો છેડો

કે જેમાં આપણા આંગલાં માફક ગાલા હોય છે તે બાજુથી જો ખાઇએ તો ખાવાનું ગાલામાંથી પાછું ઢલી પડે, વાસ્તે હાથાવાલાજ છેડાથી ખાવાનું હશે; એમ ધારી તે બાજુથી હું જયારે ખાવા લાગી તો તે જોઇ મારા બેહસ્તી સાસુ સસરા તેમજ અખઇ રહ્યા તારા બાવા શોરાબજી બીજા ભેગા ખડખડ હસી પડયા. આ બધાને ખડખડ એકાએક હસતાં જોઇ હું તો મુઇ ઝંખવાનીજ પડી ગઇ. મારાં સાસુ સસરા તે વખત મારાં માબાપનું નામ ધરવા લાગાં. આ પછી મેં તો કાંટાથી ખાવુંજ છોડી દીધું. પણ જીભરાયા શોહરાબજી આગલ મારૂં કાંઇ ચાલ્યું નહીં. નેતરના મારથી મારી જયારે પુંજા પાતરી થવા લાગી ત્યારેજ હું છરી કાંટાથી ધીમે ધીમે ખાતાં શીખી. કોઇ વખત મુઇ આંગલી કપાતી તો કોઇ વખત જીભ કપાયલી જોઇજ લેવી. આટલું છતાં પણ મારની બીકથી હું પાછી હઠી શકી નહીં. અને હાલ તમો સૌ જુવો છો કે હું સેહલાઇથી અને ઝહડપથી છરી કાંટાએ ખાઇ શકું છું, તે સાથ આવી મોજ મજાહ ભોગવું છું; નહીં તો અત્યારે છુટા છેડાબી થઇ ગયા હોતે અને પછી રવડી મરતે તે તો જુદી, વાસ્તે જે હું હાલ તુંને કહું છું તે તારાજ ફાયદાને માટે. વળી તું જાણે છે કે આપણ જયારે તારાં મમાઇને ઘેર જઇએ છીયે ત્યારે એરાવના લોક વચ્ચે મારી કેટલી આબરૂ છે! મેમસાબ-મેમસાબ કરી મને તેઓ કેવાં બોલાવે છે! હું સુધરતે નહી તો એમ કોણ માન આપીને મને બોલાવાનું હતું? માટે સમજ, હમણા તો એ સઘલું તુંને કડવું ઝેર જેવું લાગશે પણ જો મારા કહયા પ્રમાણે તું અમલ કરશે તો તે તુંને પાછલથી મીઠું મધ જેવું લાગશે. + + + +

હવે આપણ જોઇએ છે કે માબાપો આવું આવું બોલી સુધારાનો કુધારો બનાવે છે. પરમેશ્વરે આપણને પાંચ પૈસે સુખી રાખ્યા તે એ સબબે નહી. આથી મારૂં કહેવું કાંઇ એમ નથી કે આ દુન્યામાં મોજમજાહ ન કરવી. અલબતાં માણસજાતને મોજમજાહ એ એક જીંદગીનો મુખ્ય ખોરાક છે; તોપણ મોજમજાહ બે જાતની છે, એટલેકે માઠી રીતે ચાલવાથી જેમ મોજમજાહ કરયે છીયે તેમ સારી રીતે ચાલ્યાથી પણ મોજમજાહ થઇ શકેછે; પણ તેમાં એટલું તો યાદ રાખવું કે સારાનું પરીણામ રૂડું અને માઠાનું પરીણામ ભુંડુંજ; એમાં કોઇને કાંઇ શીખવવું પડતું નથી. એ તો આપણે આપણી સ્વાભાવીક વિચારશકિતથીજ જાણયે છીયે. વિચારશકિત માણસ માત્રને એકસરખી ઇશ્વરતારે બક્ષી

છે. તેને વધારવી યા ઘટાડવી તે આપણાજ હાથમાં છે. ફલાણાને વધતી ને ફલાણાને ઘટતી એમ બોલવું તદ્દન ગલત છે. ઘણાંખરાને મોંહડેથી સાંભલતા આવ્યાછીએ કે કલજુગ આવ્યો; પણ આ કહેવું ખરાંની વીરૂધ છે. વખતને સારો યા નરસો કરવો એ માણસજાતપર આધાર રાખે છે. આપણે જો કદાચ એમ કહીએ કે જમાનો ફર્યો તો તે કહેવું એકબારગી ખરૂં ગણાય. કારણ, આપણ માણસજાત સુધારો લેવા ઉલટથી બહાર પડયેછીયે તો ખરા, પણ તે સુધારો છે, યા કુધારો તે આપણે આપણી વિચારશકિત વડે તપાશી જોતા નથી. ફલાણા ઠાલા દેખાવની આજે મેં પહેલ કહાડી તો તેનો લાભ લેવાની લાલચે કાલે બીજો બહાર પડશે. એક ઉમેરાયો કે પછી બીજો, પછી ત્રીજો અને પછી ચોથો, પાંચમો, વીગેરે સરવે બહાર પડશે. આ પ્રમાણે મારી પહેલ સરવેમાં પસાર થશે. એક ઘેટું બન્યું તો બીજાએબી ઘેટું બની તેની પાછલ જવુંજ જોઇએ! હે પ્રીયભાઇઓ! વિચારશકિતનાં ખંડનનું આજ એક મોહટું કારણ છે અને ત્યારેજ કલજુગ આવ્યો એમ કહેવાનું બની આવે છે. ભાઇ જુગતો હતો તેવોજ છે. એતો માત્ર જમાનોજ આપણાંથી ફરેછે. વખતસર રૂતું પોતાનું કામ બજાવ્યે જાયછે. આજ જે વખત સુર્યનો ઉદય થયો તેજ વખત કાલપણ ઊદય થયલો આપણે જોઇશું. જેટલે વખતે આજ અસ્ત પામ્યો તેટલેજ વખતે કાલ પણ અસ્ત પામેલો જોઇશું. આપરથીજ કહેવાનું બની આવેછે કે જુગ બદલાતો નથી પણ માણસજ બદલાયછે. દરેક માણસને પોતાની વિચારશકિતથીજ હરેક પગલું ભરવું સજાવરછે. ખાવું—પીવું—પહેરવું—ઓઢવું—વીગેરે બીજી સુમાર્ગની મોજશોખમાં કોઇને કાંઇ બંધી નથી. દરેક આદમજાતે પોતાની ગજા પ્રમાણે પ્રમાણીકપણાથી મોજશોખ કરવા જોઇએછે. પણ એવું કાંઇ નથીકે ફલાનો પૈસાદાર મોજમજાહ મારેછે વાસ્તે ગરીબે પણ તેજ પ્રમાણે ઢોલગાલી* ચાલવું જોઇએ. પૈસાદારે પૈસાદારની ગજા પ્રમાણે મોજમજાહ મારવી, વચલે વાંઘેનાએ તેનાં પ્રમાણમાંજ મોજશોખ કરવી,

---

* ઢોલગાલુઓ બીજી રીતે જાદુગર કહેવાય છે. કારણ, જેમ એક જાદુગર પોતાનાં તમાશગીરનું મન હરણ કરી લેછે તેમ આ ઢોલગાલું પુરૂષ યા સ્ત્રીઓ પણ તેનાં ટીકી ટીકીને જોનારને વશ કરી શકેછે. આવોજ રીવાજ ફ્રાંનસમાં જયારે વધી પડયો હતો ત્યારે ત્યાંની સરકારને એક એવો બાદ ધારો ઘડવાની જરૂર પડી કે "જે કોઇ સ્ત્રી યા પુરૂષ પોતાનાં કુદરતી ચેહરાને બહારના ઠાલી ઠાઠમાઠથી નકલ કરશે તે કાયદાસર સજાને પાત્ર થશે."

તેમ ગરીબે પોતાની ગરીબાંઈની હાલત જોઈ મોજમજાહ કરવી. મરદે ટુંકો ફેશનદાર ડગલો, ઇત્યાદી યાને ઓરતે નવી ફાશનો પોલકો, વાગેરે પેહડવું એમાં હું કાંઈ ખરાબ મારગે જવું સમજતો નથી. હા, અલબત આપણે આપણી કોઈ પણ જાતની મોજશોખ હદમાં રહી પ્રમાણીકપણે કરી શકયે અને તેમાં કોઈને પણ વચમાં પડવાની જરૂર હું જોતો નથી. તેમાં એકબારગી જો વચે પડયા તો આપણીજ હસી થાયછે. પોતાનાં પૈસાથી હદમાં રહી સુમાર્ગે ખાવું-પીવું-પેહડવું-ફરવું-વાગેરેની એશઆરામમાં કશુ અપ્રમાણીકપણું નથી, અને તે પ્રમાણે જો ચાલતા હોઈએ તો મી. જીનવાલા જેવા એક બાહોશ લખાનારને ટીકા કરવાનું છાજેજ નહીં. પણ હાલનાં ધોરણપર ચાલનારાતો મોજશોખને માટેજ આમ કરતા નથી, પણ બીજાથી બાહોશ દેખાવવા—મગરૂર અને પૈસાદાર છે એમ બતલાવવા—નકલ કરેછે. તેઓ એકબીજાની મદદને તુચ્છકારી કહાડે છે. તેઓ કહેશે કે એક ગામઠી ફાટા તુટા પહેરવેશમાં અને તે સાથ વળી આવી ઢોલતી ચાલવાલા ફલાણા મરદ યા ઓરત સાથ હું એક સુધરેલ બુટ-સ્ટોકીંગ પહેડનાર, નવી ફાશનપર ચાલનાર તે વાત કરવાને લાયક!!

આવું આવું મોહટાં તેમ નહાનાં અનઘટતું બોલી દરેક ગુનેહગાર બને છે. હવે હું કહું છું કે જો એટલાજ વાસ્તે આપણે બુટ-સ્ટોકીંગ, ટુંકો કોટ, મનપસંદ રંગની સાડી-પોલકો વાગેરે પહેડાતા હોઈએ તો તે ખરૂજ અપ્રમાણીકપણું છે. નવી ફેશનવાલાએ અસલ પહેરવેશ પહેડનારા વીરો ટીકા કરવા એ ગોયા તીરસક્કાર કરયા બરાબર છે. અને તીરસક્કાર કરવો એજ એક માહ પાપી માણસનું કામ છે. માણસ પોતાનાં પહેડવેશ ઉપર સારો નરસો કહેવાતો નથી, અગરજો પહેડવું-ઓઢવું એ તો સૌ સૌની મરજી ઉપર આધાર છે, તોપણ મરજી સાથ વિચારશકિત પણ હરહમેશ વાપડતા જવી. અને તેથીજ આપણ જાણીશકશું કે પહેડવું-ઓઢવું, ખાવું-પીવું, વાગેરેમાંજ મોજશોખ સમાયલી છે એમ નથી. પારકાનું ભલું કરવું એ પણ એક જાતની મોજશોખ છે; આપણી ફરજોમાં મસગુલ રહેવું એ પણ એક જાતની મોજશોખ છે; પૈસા કમાવા અને તેનો સારો ઉપયોગ કરવો એ પણ એક મોજશોખની રૂઢીછે. હવે તેવે પ્રસંગે નોકરી શીવાય બીજી પ્રમાણીક રીતે પૈસા મેલવાતા નથી એમ કહેવું એ હાલનાં વખતમાં તદન ભુલભરયું છે. પૈસા

સંબંધી આપણે આપણી વિચારશક્તિ દોડાવવી જોઇએ છે અને તે જયાં દોરવે તેજ સુમાર્ગે જવું સલાવર છે, અને નહીં કે બધાએ નોકરીનંજ ધોરણપર ચાલવું જોઇએ. એક રીતીને વલગી રહેવું એજ આપણા લોકની હાણી છે.

---

## લગનની કઢંગી માગણી.

આપણુ ઠામ ઠામ લગનનાં ગાંઠની શરૂઆતની થયલી માગણીઓ ટોડાયલી જોઇએછે એ એક આપણાંમાં કેવો વધુ હીનપસ્તીનો દેખાવ છે! આનો અટકાવ શું ન થઇ શકે? આપણામાં જે હાલનાં ધોરણપર માંગણી કરવામાં આવેછે તે જેમ બેચાર વરસે અને કેટલેક ઠેકાણે તો તેથી પણ લાંબી મુદત આગમચથી થાયછે તેમ શામાટે થવા દેવું જોઇએ? લગનનાં અમુક દીવસની થોડાક દીવસ આગમચની માંગણીનો રેવાઝ શા માટે ન રાખવો જોઇએ? આ લાંબી મુદત સુધી રાખી મુકેલી માંગણીઓથી આપણુને કેટલું વેઠવું પડેછે, તેમ વળી તે એક બીજીજ લાલચથી કેવી ઝટ તુટી જાય છે અને પછી એક બીજાનાં વહેવારમાં કેટલો વેરભાવ પાડે છે, તેમ માંગણી કરવાનોબી કેવો નીચ રીવાઝ છે? શું અત્રાહી સ્ત્રી યા પુરૂષને વચમાં નાખ્યાથીજ માંગણી થઇ શકે અને નહીં તો નહીંજ કે? હે મારાં ભોલાં માબાપો! અત્રાહી સ્ત્રી પુરૂષોને વચમાં નાખ્યાથી શું તેવા આપણાં ફરજંદોનાં ભવિષ્યનો જરા પણ વિચાર કરવાનાં કે? શું તેઓ એકજ ગુણ ધરાવતાં જોડાં મેલવી આપશે કે? જયારે તેમ ન થાય તો જોડું તે કેમ કરી કહેવાય! એક ઘેલા યા ગાંડામાં જેટલો ફરક છે તેટલોજ ફરક એકબીજાથી વીરૂધ ગુણ ધરાવનાર જોડાંમાં હોય છે. મલતાવડા ગુણો એજ જોડું અને વિરૂધ ગુણો તે કજોડુંજ એ સીદ્ધ કરી માનવું. ત્યારે શું જાણીબુજી કજોડાંનો રીવાજ આપણાંમાં પસાર થવા દેઇ યાહોમ રીત નાં રેવાજપર મંડયા રેહવુ કે? શું ફલાણીનો બાપ ફલાણાને અમુક હજાર રૂપયા

---

*પૈસા કમાવાનો આવો નીચ રીવાઝ હાલમાં જેમ આપણામાં પસરવા લાગ્યોછે તેમ પુર્વ જમાનાનાં હીંદુમાં પણ હતો, વેદાર્થયત્ન પુસ્તક બ ૨નનાં ૭૩૭ નાં પૃષ્ટમાં લખેછે કે વેદકાલીક યુગમાં બાપ પોતાની છોકરીનું અને ભાઇ પોતાની બેહનનું ઘણુંજ દરવ્ય જમાઇ સોડે ગ્રહણ કરી નઠારા તેમ ઘરડાને કન્યા આપવામાં નીચુ જોતા નહી.

રીતમાં આપે તોજ ફલાંણીના લગનનો ગાંઠ ફલાણા સાથ બંધાય! પૈસા પેદા કરવાનો આવો નીચ રીવાઝ હાલના સુધરેલ જમાનામ પસંદ કરવા યોગ્ય છે? છોકરીનાં બાપ શું આપણે કહેવાવાના નથી? શું ત્યારે દેખતી આંખમાં ધુલ નાંખી બાપુબા નારીજાતીનાં વર્ગનો ધીઃક્કાર કરવો મોનાસીબ છે! શું અસલી આરબો અને રજપુતોનો દુષ્ટ રીવાઝ પાછો આપણે તાજો કરવો જોઇએ? હા, જો હાલની રીતી પ્રમાણે ચાલ્યા કીધું તો વખત એવો પણ આવશે કે માબાપો પોતાની તરતની જનમેલી છોકરીનો નાશ કરવાને રફતે રફતે તત્પર રહેશે. સબબ, તેઓ છોકરી અવતરી ત્યારથીજ પોતાપર મોટો બોજો આવી પડેલો ગણે છે, આવા અવસરની ત્યારે શું આપણે રાહ જોવી જોઇએ? આ રીતનાં રીવાજથી દીનપર દીન ગેરફાયદા વધે છે. માંગણી વખતનાં અનાડી સ્ત્રી પુરૂષો કદાપી કાળે ફરજંદોનાં લાભમાં ઉતરશે નહીં. તેઓ તો ફકટ પોતાની મેહેનતનુંજ દામ લેઇ ખાશી જાય છે એટલેકે "મુરદાં સ્વર્ગ જાવો યા નર્ક જાવો પણ ભટજીને તો પેંડા ખાવાશે ગરજ" ની કહેવત પ્રમાણે તેઓ કોઇ પણ પ્રકારે પોતાના લાભનું જોશે. માબાપો! તમને જ્યારે છોકરીઓની અત્યારથીજ મોટી ફીકર છે તો મેં ઉપર જાણાવ્યું તેમ બનવાનો વીલંબી શાનો રહે!

ઘણી વખત વળી એવાબી દાખલા બન્યાછે કે ફલાણાએ ફલાણી છોકરી લેવાને અમુક હજાર રૂપ્યા મલે તોજ પરણવાને * છોકરીનાં માબાપોને જે ફરજ પાડી હતી તે અમુક રૂપ્યા થોડા પડવાથી લગનનાં આસીરવાદ સારતાં પેહેલાં છોકરો યાને બીજી રીતે કહેવાતો પેસો "હરામકા ખાનાં

* હીંદુ પુસ્તકો વાંચ્યાથી એમ પણ સીધ્ધ થાય છે કે અસલ હીંદુઓ સરત રમી બાયડીનો હાથ ધરતા. વેદાર્થ યત્ન પુસ્તક બીજાનાં ૮૭૩ નાં પ્રષ્ટમાં લખે છે કે સુર્યદેવને સુર્યા નામની કુમારીકા હતી. સુર્યા જ્યારે જુવાનીથી ખીલવા લાગી ત્યારે તેણીના બાપ સુર્યે સોમ દેવ સાથ તેણીનાં લગન થવા ઇચ્છયું. આથી બીજા દેવો કે જેઓ સુર્યાનો હાથ ધરવા તત્પર હતા તેઓ આ સોમદેવ તરફ અદેખાઇની નજરથી જોવા લાગ્યા, અને સૌ સૌએ સુર્યા હરણ કરવાની ખાયશ બતલાવી આથી બાપડા સોમદેવ સાથનાં લગનનો વાંધો પડયો. હવે સુર્યદેવને એક એવી યોજના ઘડવી પડી કે સઘલા ઉમેદવારો એક અમુક જગ્યા વેર દોડે અને જે દોડવામાં આગળ નીકલે તેનેજ મારી પુત્રી સુર્યાનો હાથ ઝાલવો. આ યુકિત ઉમેદવારોને ઠીક લાગી અને તેઓ તેમ કરવા એકમત થયા. આ સરતમં અશ્વી નામના દેવ જીત્યો અને સુર્યાનાં અશ્વી સાથ લગન થયાં.

ઓર મસઝીદમે સોનાં" ની કહેવતને અનુસરતો આ ભવિષ્યનો નીચ જમાઈ તે રૂપ્યા ન મલવાથી લગનની મંજુરયાત ના કબુલી ભર મીજલશમાંથી જતો રહયો. વાહ આ પૈસા કમાવાની કેવી ઉમદા રીત ! અરે એ નીચ રીવાઝ—આપણું નખોદ વાલનારો રીવાઝ—દીનપર દીન ઘટવાને બદલે વધેછે. આ રૂપ્યાથીજ તેઓ સંતોશ પકડતા નથી પણ ઘર, વાડી, બંગલા, વાગેરેનો કબજો પોતા હસ્તક લઇ ગરીબ માબાપોને નીચોવી પોતાનુંજ પેટ ટાહડું રાખવા એકદીલ રહેછે. હે ગરીબ ભોલાં છોકરીઓનાં માબાપો! તમો છોકરાઓને તેમ તેમનાં માબાપોને તમારી ઉપર ફાવવા કેમ દેવોછો ? તમે જોયું તો ખરૂં કે આંગલી બતલાવતાં પોંહચાને તેઓ વલગી પડયાંછે અને તેથીજ તમારી છોકરીઓનો યોગ્ય વખતે ઉઠાવ થતો નથી. જુવાનીપર આવી ચપલી છોકરીઓ પછી આડો માગ ધરે તેમાં નવાઇ પણ શી! માબાપો! આ બધો દોષ તમનેજ છે. તમારે રીતની લાલચ શા માંટે બતલાવવી જોઇએ? જેમ હરાજીમાં એકબીજાઓ એક એકથી સરસ વધી લીલાંઉનાં માલની જેમ માંગણી કરે છે તેમ હાલની છોકરીઓનાં માબાપો છોકરાઓને રીતમાં વધી પોતા તરફ ખેંચે છે. છોકરાઓ પગ બેઠી કમાઇ ખાવા તત્પર હોય છે અને તેઓ આ લોભથી ગમે તેવા પોતાથી ઉલટા ગુણ ધરાવનાર બાયડીને પોતાની ધરીયાણી કરવા યોગ્ય ધારે છે. સ્યાણી ઘેલા સાથ પરણેછે, તો ઘેલી સ્યાણાનો હાથ ધરેછે; આવાં આવાં કજોડાં અગણીત બનેછે. માબાપો તો જયાં ત્યાંથી ભવિષ્યનાં સુખ દુ:ખનો વિચાર કીધા વગર સોકટું બેસાડેછે છોકરાઓનાં માબાપોની મગરૂરીનો પાર રહેતો નથી તેનો શબબજ આ છે. પણ યાદ રાખવું કે તકોબરીથીજ જીંદગી ફણા છે. વાસ્તે હે પાછમ બુધ્ધિ ભવિષ્યના જમાઇઓ! રીત મલે તોજ પરણવું અને નહીં તો નહી એ એક તમારી એકલપેટાઇનો વધુ દાખલો છે.

આપણ ઘણી વખત સાંભલ્યે છીએ કે ફલાણી સાથ લગણ કરનારો ફલાણો કોઇ બેગાનો નીચ ઠાગો કરનાર નીકલ્યો. ફલાણો ઉપાડ્યો યજમાન વેશ ધારણ કરી ફલાણી છોકરીનો હાથ ધરી ગયો. આવા આવા દાખલાઓ જો કે માબાપોના સંબંધમા બનેછે તે તેઓ જાણ્યા છતાં બીચારાં પોતાની લજ્યા જાલવી રાખના સારૂં આવા માઠા બનાવપર ઢાંકપીછોડો કરે છે.

હજુર આપણ આવા આવા દાખલાઓથી ધરાતા ન હોઇએ તો રીતનો નીચ રાવાઝ ચાલુ રાખવો! આ રીતનાં રીવાઝથીજ નવી નવી

ચીજો આપણને સંપાદન થતી નથી. ત્યારે શું આપણું મગજ ખવાઇ જાય છે ત્યાંસુધી પણ આ રીતના ધીઃક્કારવા યોગ્ય રીવાઝને વલગી રહેવું કે? રીતનો રીવાઝ તો તદન નાબુદ થવો જોઇએછે અને એની નાબુદીથીજ કજોડું બનતું અટકશે.

વળી હાલની માંગણી જેમ અત્રાહી સ્ત્રી યા પુરૂષથી થાયછે તેમ શા માટે થવું જોઇએ ? છોકરી યા છોકરાનાં માબાપોએ પોતેજ અરસપરસ ખોલાશો કીધા બાદ છોકરા યા છોકરીની સનમુખ માંગણીનો વધુ ખોલાસો શા માંટે કરવો ન જોઇએ! ઘણાઓ કદાચ આથી એમ પણ કહેશે કે એથી આપણા વક્કર રહેતા નથી; તો હું પુછુંછું કે અસલ રીવાઝ કેટલો ભાર વક્કર રાખેછે? શું ત્યારે કેટલેક ઠેકાણનાં રીવાઝ માફક પૈસાદારે પૈસાદારની છોકરી યા છોકરા સાથ વરવું અને ગરીબની છોકરી યા છોકરા કે જેઓ સારા ગુણો ધરાવનાર હોય તેઓને વરવાથી હાથ ઉઠાવવો ? આ વિચાર કેવો નીંદાખોર છે! આપણે સારા ગુણો ધરાવનારને બહાર પાડવાને યત્ન કરવો લાજમ છે કે જેથી તેવો દાખલો બીજાઓને મલે. આમ કીધાથીજ દુન્યાનું પ્રમાણીક સુખ મલેછે અને એની સરૂઆતથીજ ખરો સુધારો થયો એમ કહેવાય.

વાંચનારને રોશન છે કે ધનવાન માબાપો પોતીકાં છોકરાંને ધનવાનનેજ ઘેર આપ લે કરે છે અને જો કદાચ કોઇ તેવોથી ઉતરતી આયપતવાલું પણ સારૂં ઇલમ ધરાવનાર મેહેનતુ અને સારી ચાલ ચલણવાલું માંગણી કરે તો તે વખત તેઓ કેવાં મગરૂર હોય છે તેનો એક રમુજી દાખલો હું વાંચનારની નજર સનમુખ ધરૂં છું:—

એકવાર એવું પણ બન્યું હોય કે રૂશતમજી આઇબાટલી નામનાં એક માતબર પારસી શેઠયાને એક શીરીનબાઇ નામની કુમારીકા હતી. તેણીનો નાજુક ચેહેરો પુણમનાં ચાંદની મીસાલ દીપતો હતો અને તેણીનાં ગાલની સફેદીપર ભરજુવાનીનાં સબબથી રતાશ માલમ પડી આવતી હતી. તેણીનાં બેઉ હોઠ પટલા તેમ પરવાલાની બરોબરી કરનારા હતા. તેણીનો હસમુખો ચેહેરો તેણીનાં મોતીનાં દાણાં જેવા દાંતપર મુસતાકી બતલાવતો હતો. તેણીની આંખ સ્વભાવીક રીતે કાળી તોપણ માજરી દીસતી હતી. તેણીનાં માથાના કેશ કાળા ભમ્મર તેમ છેક કમ્મર સુધી પોંહચતા હતા. ટુંકમાં તે એટલી તો ખુબસુરત હતી કે જેમ શાયર હાફીજ એક

શીરાજની ઓરતપર દીવાનો થઇ ગયો હતો તેમ આ શીરીનબાઇને જોઇને કોઇની પણ છાટીમાં સખત ઘા લાગ્યા વીના રહે નહી. તેણીની ઉમ્મર હાલનાં ધોરણપર પરણતી સ્ત્રી જેટલી ગણાતી હતી તોપણ તેણી વીસની અંદર અને પંદરની ઊપરની ઉમ્મરની હતી. આ વખત અગરજો તેણી પરણવા બહુ તત્પર રહેતી તોપણ તેણીનો તથા તેણીનાં માબાપનો વિચાર બેહદ પૈસા કે જ્યાં ગાડી—ઘોડા, ચાકર—નફર, વીગેરે દરેક જાતનું સુખ હોય ત્યાંજ પરણાવવાં ઇચ્છતાં હતાં. મહીને દહાડે દોહડસો બસો રૂપ્યાની કમાનારની માંગણી પણ તેઓ કબુલતાં નહીં. તેઓ જેટલાં પોતે પૈસાદાર હતાં તેથી જાદા પૈસો હોય ત્યાંજ પોતીકી દીકરીને પરણાવવા દુરસ્ત ધારતાં હતાં. તેઓ સારાં નરશાં ગુણ ધરાવનારને જોતાં નહોતાં.

એક વખત બનાવ એ બન્યો કે જ્યારે આપણાં શીરીનબાઇએ તેમ તેણીના માબાપે કેટલાકોની માંગણીની મંજુરયાતની વીરૂધ મત આપ્યા કેડે એક અરદેશર હીરજી માંખન્યા નામનાં ઉંચા કુળનાં અને તે સાથ વળી મહીને દહાડે બસો રૂપ્યાની આયપતવાલાએ એક દીવસ પોતીકાં ઘરનાં અંધ્યારૂં નહાલાદારૂ બીન કાઉસ સાથે શીરીન સાથ પરણવાની માંગણી મોકલી. આ માંગણીનાં પેટામાં છોકરીનાં માબાપે નહાલાદારૂ બીન કાઉસ અંધ્યારૂને અરદેશર હીરજી માંખન્યાને ઘરનાં રાહગાટ—ઠાઠમાઠ—વીગેરે પુછીને લગતો સાર માંગ્યો. અંધ્યારૂ ગમે તેવું જોડું કોઇબી રીતે જોડાય પણ પોતાની મેહનતાં પૈસા મલ્યા એટલે વાહવા, વાહવા! અને તેમ આપણાં આ નહાલાદારૂ બીન કાઉસ પણ હતા તેથી અરદેશર હીરજીને ત્યાની વાખવાખી ગાવામાં તેમને કાંઇ પણ મના રાખી નહોતી. આથી આપણાં ભબ્યિના ખાવીંદની આશા રાખનાર શીરીનબાઇ તેમ તેણીનાં માંબાપો લલચાયાં તો ખરાં પણ નહાલાદારૂ બીન કાઊસને હાલતુરતતો જવાબ એજ મલ્યો કે અરદેશરે હમારાં ઘરનાં આંગણાં આગલથી સાંહજનાં કલાક ચારને અમલે પસાર થવું કે જેથી તેનાં ઠાઠમાઠ વીગેરે તુરત હમો જાણી લઇશું અને જો તમારૂં કહેવું ખરૂ પડે તો આ જોડું હસીખુશીથી બંધાયા બાદ તમને સારો બદલો આપવામાં આવશે. આથી નહાલાદારૂની ખુશીનો તો પારજ રહયો નહીં; તે તરતજ અરદેશર શેઠને ઘર દોડી પુગો અને તેને આ સઘલી બીનાથી વાકેફ કીધો. તે વખ્તુ એ

બોલ્યો કે તમારો બેડો પાર થશે તો ખરો પણ શીરીનબાઈ કે જેણીની સાથ તમો પરણવા એકપગે છો તેણી તમોને જોવાની ખાયશ રાખેછે. વાસ્તે આજ સાંહજનાં તમારી આફીશથી સફારા આવી ઠાઠમાઠથી ભપકાબંધ ગાડી* ઘોડે બેસી તેણીનાં બારણાં આગલથી પસાર થઈ તમારે તેણીનું જીગર હરણ કરી લેવું. દીલ સોભતો પોસાક જો હાલમાં તમારી સોડે ન હોય તો બીજે ઠેકાણેથી પણ મંગાવી પેહડવાને ચુકશો નહી, નહીતો દરયો તરયા પછી ખાબોચ્યાંમાં ડુબશો, તેમ બધી મારી મેહનત બરબાદ જશે, આપણાં માબન્યા શેઠ કે જેવો આ શીરનપરજ મોહીન હતા તેવો હેડવેલે વખતે તેવાજ ઠાઠમાઠથી તેણીનાં બારણા આગલથી ધીમે ધીમે ટકોરમાં ઘોડા ગાડી હાંકતા આવી પુગા. નહાલાદારૂ બીન કાઉશ કે જેઓ હેડવેલે વખતે શીરનને ઘેર તેણીનાં ઓટલાપર વાતચીતનાં દોલમાં ઊભેલા હતા તેઓએ આ અરદેશર શેઠને આવતા જોઇ શીરીનનાં માબાપને બોલાવા દીવાનખાનામાં દોડયા તેમ શીરનબાઇ પોતાનાં ભવિષ્યના ખાવીંદની તપાસમાં એકી નજરે જોતાં ઉભાં. તેઓ સઘલાં અરદેશર શેઠનો ઠાઠમાઠ જોઇ હસીપડયાં અને લાગલાં નહાલાદારૂની મજાખમશકેરી કરવા પડયાં. આ આપણાં બહારાંઓમાં કહેવાતા દસ્તુરજી પણ બધે ફરેલ હતા તેથી આ મજાખમશકેરી તો તેમને ઓર પસંદ પડતી હતી. આપણાં શીરીનબાઇએ બોલવું સરૂ કીધું ઠીક ઠીક, આવા શોભતા તમારા અરદેશર હીરજી માખયાન્યાં કે? એ તે કાયો પૈસાદાર હોશે, તેમ વળી મારા જેવી ઘેર સુખ્યારીને શું ધાન્ય ખવાડશે? જાવો જાવો દસ્તુરજી પોબારા કાપો નહીંતો બાવાજીનાં પાંચછેરયા હાથનાં ધોલ ટપલા ખાતાં માથું ગજુ થશે. હજુરતો આપણાં શીરીનબાઇ આમ બોલે છે એટલામાં માય-દીકરી-બાપ વીગેરે અવારનવાર દસ્તુરજીને ધપ્પા લગાવવા મંડયા. દસતુરજી તો ગૂસ્સે થવાને બદલે ઓર વધારે રમુજ લેતા ગયા અને શીરીન જયારે ધપ્પો મારવા આવતી ત્યારે હલવે હલવે નહાલાદારૂ બીજાઓનાં મારની કશી પણ ગણતરી વગર ધામધુમનું દોલગાલી તેણીની પછવાડે દોડતા અને તેણીને હસતે મુખડે બદનજરથી નીહાલતા. આ પછી આપણાં અરદેશર

---

* ગાડીનો વપરાસ ઇંગલંડમાં પેહલવેહલો ઇ૦ સ૦ ૧૫૮૦ માં ફીટઝીલન નામના ઉમરાવથી થયલો કહેવાય છે. ઇ૦ સ૦ ૧૫૫૦ માં ફરાનસમાં બીજા હેનરીનાં વખતમાં આ શોધ થઇ હતી.

શેઠ મોહોલાનાં નાકાંપર લટાર મારી આવ્યા કેડે પોતાના ઘર તરફ વીચારમાં ને વીચારમાં પાછા ફરયા, અને આપણાં નહાલાદારૂ પણ અરદેશરને ઘેર જઇ પુગા. નહાલાદારૂ બીન કાઉસે અરદેશર શેઠને જયારે બધા ખુલાસાથી વાકેફ કીધો ત્યારે પોતાની માગણી પાછી ફરેલી જોઇ ખેદનાં વિચારમાં પોતે ગરકાવ થયા તેમ ઝાઝી મેહનત વ્યર્થ છે એવું સમ-જી પોતાનાં અખાડા કીધા, તેટલું છતાં પણ અરદેશર માંખન્યાનાં મનમાંથી આ વાત વીસરાઇ નહીં. થોડા દીવસ કેડે આ વાતનો સાર પોતાનાં દોસ્તો હજુર રજુ કીધો.

અરદેશરના ઘરગટુ કેટલાક દોસ્તો હતા, તેમાં મરઝબાન, શુખલાનો દાદીશેઠ, ઝાંહાંબક્ષ અને એરચ એ ખાશ દોસ્તો ગણાતા હતા. આ સઘલા દોસ્તો એકી વખતે જયારે સાથે સંજોગે ભેગા મલ્યા ત્યારે શીરીનબાઇથી હીણાયલા અરદેશરજીએ પોતાની માંગણીની વાત કહાડીને જણાવ્યું કે નહાલાદારૂ સાથ મારી મોકલેલી માંગણી તુચ્છકારથી તેણીએ સ્વીકારી નથી. જુવોની, પૈસાદારો હજુર પૈસાનાં કેટલાં લોભી છે ! તેઓ તો બસો રૂપ્યાની આવકને તો કશા લેખામાં ગણતાંજ નથી! એટલાં મરઝબાન બોલી ઉઠયો "ડીયર એડી" તારી ગમગીનીમાં આપણાં દોસ્તો ભેગો મારો ભાગ છે. આ તારૂં પગલું ભરેલું વાજબી હતું. પણ તેણી જેટલી પૈસાથી મગરૂર છે તેથી જાદા મગરૂર તેણીએ પોતાની ખુબસુરતીપર થવુંજ જોઇએ. જો તેણી મને કબુલ કરે તો મારો હાથ તેણીની સાથ મેલવવા હું રાજી છું પણ જયારે તારા જેવાનાં સાંસાં ત્યાં મારૂં તે શું ચાલે! પણ વારૂં દાદી તમે તો કાંઇ અજમાયશ કરી જુવો. ઝાંહાંબક્ષે ઉમેરો કરી આપ્યો કે "યશ ડીયર દાદી" મરઝબાનનું કહેવું વાજબી છે. જો તો, ખરો એમાં જાય છે શું ! લાગે તો તીર નહીતો ટુકકો. તું નહી ફાવ્યો તો પછી બાકીના હમે તો છઇએ. એમાં તે વળી કીયા પૈસા બેસવાના છે ! દાદીશેઠને આ પ્રમાણે બધી તરફથી ઊંચકો મલી આવવાથી તેણે આ યોજના બાહાલ રાખી અને પછી બીજેજ દીવસે પોતાનો અખતરો અજમાવવા ઇચ્છયું, પણ બીચારા આપણાં દાદીશેઠ જેવા હોંશભેરથી બાહાર પડયા હતા તેથી બમણી નીરાસી ભેગા દાદ ફરયાદ વગર પાછા ફરયા. બીવારો દાદી ટેકી હોવાથી નીરાશીએ તેનું દીલ કચવચ કરી નાખ્યું. તે પોતાના કચવાયલાં દીલ સાથ બોલ્યો કે જયારે મારા અને અરદેશર સરખાને તેણી નાપસંદ કરેછે તો તેણી બીજા શો'હુમકો ખા-

વાની આશા રાખે છે! આ પ્રમાણે બધા દોસ્તો જયારે દાદીશેઠની બી-નાથી વાકેફ થયા ત્યારે મરઝબાન બોલ્યો વારૂં જોઊં તો ખરો કે તેઓ જયારે આઇબાટલીના નામપર મગરૂર છે તો હું સીસીબાટલી કહેવાતા-નેઓ ના કેહશે ખરાં કે? આપણા સીસીબાટલીવાલા ભાયગવાન તો ખરા કે શીરીનબાઇએ તેમ તેણીનાં માબાપે તેમનો આદરસતકાર કરયો પણ બીચારા ફકટ કરમનાંજ ફુટેલ હતા; સબબ, જોશી માહારાજ ઘેલા મેહતાએ રાશ આપતાં આંચકો બાધો, એવી મતલબથી કે જેવો શીરીનબાઇ સા-સરયે ઘેર પગ મુકે કે તેવાજ આપણાં શીરીનબાઇનાં વહાલા પીતાજી શેહરયારજી આઇબાટલી કાંઇને કાંઇ વધનમાં પડે. આવી રીતે આપણાં મરઝબાનની માંગણીનો નીવેડો આવ્યો. હવે આપણાં બ્રહાંબક્ષ મુ-ચ્છનાં આંકડાપર આંકડા ચહડાવતા હોંશભેર બહાર પડયા, પણ તેવ-ણનો સુકરવાર કાંઇ વલ્યો નહી. આ પ્રમાણે એક એક પછી એક પોતાની ધારણામાં નીષફલ થયલા જોઇ સૌકોઇ એકમેકનું કોહું બોપવા પડયા. હવે આ બધામાં બાકી રહેલો છેલ્લો દોસ્ત એરચ કે જે બીચારો તેમના બધાથી મધ્યમ ગુનાસવાલો તેમ સાધારણ રીવાજે ચાલનારો, પોતાનાં દોસ્તોનાં આ પ્રમાણે રડતા સમાચાર સાંભલી પોતાનાં હસતા જાણવા બાથ ભીડી નહી. તે બોલ્યો કે જયારે ભલભલાને તેણી નાકબુલ કરે છે તો મારા જેવાનો તે કયાં આશરો! આપણો પાટલો એમ કદી ફાવેજ નહી વાસ્તે "સબસે બરી સુપમાંજ ફાયદો" છે. આ સાંભલતાંવાર આપણાં એકવાર હીણાયલા દાદીશેઠ કે જેમનો હજુર કારનો જોશ નરમ પડયો નહોતો તેવણ ખીશાના તર હોવાથી બોલી ઉઠયા કે તેણીએ જયારે હમો બધાને પસંદેકરદમ ન કીધા તો બા એરચ તારૂં એમાં વલશે નહી એમ જે તું કહેછે તે ડહાપણ ભરયું છે, પણ કાંઇ નહી, હીમત હારી ના બા. "ડીયર" મરઝબાન આપણે બધાએ હવે કાંઇ એવી યુકિત ઘડવી જોઇએ કે જેથી તેણી આપણાં સાહલેશ મીત્ર એરચનેજ વરવા હા ભણે. તેણીના મગજમાં જયારે એટલી ધુંઇ ભરાયલી છે ત્યારે આ-પણે તેણીને શા માટે જતી મેલવી જોઇએ? મારો વિચાર તો હવે એજ છે કે આપણા એરચે હવે ઠાઠમાઠથી ફરવું અને આ એનો જે અસલી પેહરવેશ છે તે ઘોડુંકવેર એને તજી દેવો જોઇએ. એ તો વાજબીજ છે કે તેવા ઠાઠમાઠથી ફરવું હરવું તે એની ગજા ઉપરાંત છે, તોપણ આપણુ બધાએ બબે હજાર રૂપયા એરચ માટે જુદા કહાડવા તેમ મારે તેને બ-

મણી રકમ આપવી. એ રકમ તો આપણામાંના કોઈને ભારી પડ-વાની નથી અને ઉલટા આપણુ સઘલા નસીહતરૂપી વેરથી તે હીણુનારે-પર ફાવી જઈશું.

એરચે ત્રણ મહીનાની મુદ્દત વાસ્તે એક ખુશનુમાં બાગ બગીચા-વાલો બંગલો ભાડે લેવો અને તે ઘર શીણુગારની હરેક ચીજથી ભરી કહાડવો; એની હજુરમાં ત્રણ મારા માટેજ દશ નોકરો રાખવા; બે ઘોડાની બરૂમ હરહમેશ ત્રણ મહીના સુધી પોતાના વપરાસમાં લેવી, તેમ આગલ પાછલ બંને બાજુએ બબે ઘોડાવાલાને દોડાવવા; પોતે પણુ અક્કડબાજ થઈ હમેશ ઘરમાં તેમ બહાર ફરવું. પોતીકા માબાપોની આ નવા બંગલામાં આવજાવ રાખવી નહી, પણુ પોતીકા અસલ ઘર-માંજ તેમને રેહવા દેવા. આ વિચાર દરેકને ઠીક લાગો અને તે બજા-લાવવા એકપગ થયા તેમ લાગલો સૌ સૌએ પોતાનો હીસ્સો અદા કરી દીધો. આ વિચાર એરચે પણુ પોતાના દોસ્તોની એકદીલીથી બહાલ રાખ્યો. એરચ દેખાવડો હોવાથી બુટ-સ્ટોકીંગ-આઈગ્લાશ—વીગેરે તેવાજ બીજા બહારનાં ધારણુ કરેલા ભપકામાં તે બહુજ દીપી નીકલ્યો. હવે પેહેલું તો તે દહાડામાં બે વખત શીરીનબાઈ આઈબાટલીના મોહ-લામાંથી બે ઘોડાની બરૂમમાં બેસી આવજાવ કરવા લાગ્યો. આ પછી થોડા દીવસ થયા નહી થયા એટલામાં બધા દોસ્તોએ અરદેશર હીરજીના અધ્યારૂ નહાલાદારૂ બીન કાઉસ સેઠેજ એરચની શીરીન સાથની માંગણી મોકલવા ઇચ્છયું. નહાલાદારૂએ પણુ એ કામ સરનજામ ઉતાડવા બાથ ભીડી. નહાલાદારૂને પુછવુંજ શું પડે! તેત્રણે મોહટાઇનાં બાંકા ફુકવામાં કશી બાકાત રાખી નહી. આટલું છતાં આ અભીમાની કુટુંબથી જવાબ એજ મળ્યો કે એરચને જોઈને હમો મંજુરયાત આપીશું. આપણો નસીબવંતો એરચ જયારે પોતાના હમેશના રીવાઝ માફક શીરીનના મોહલ્લામાંથી પસાર થતો હતો કે તેવોજ નહાલાદારૂ બીન કાઉસ કે જે શી-રીનના ઘરમાંજ એરચની રાહ જોતો ઉભો હતો તેને એરચને આવતો જોઈ આગલ ઉભેલાં બધાંને ઇસારો કીધો. ખરેખર આ વખતનો એરચનો ઠાઠ-માઠજ કુઆરી છોકરીઓનાં માબાપને પોતા તરફ પસંદતા ખેંચવાને બશ હતો. સરવકોઈ એરચ સાથજ લગનનું ચોકઠું બેસાડવાના ઠેડાવપર આવ્યાં. આપણાં શેહરયારજી શેઠ પોતાની મોહરદારને જણાવવા લાગ્યા કે વહાલી બચાં તારી છોકરીને વાસ્તે આવો વખત ફરી ફરીને હાથ આ-

વવો મુશકેલ છે, તેથી જો મારૂંજ માનતી હોયતો આ અવસર ચુકતીજ ના. આપણા નહાલાદારૂ ટાહુકો પુરવા લાગા શેહરયારજી શેઠ લાખ રૂપયાની તમારી વાત છે. બચુબાઈ માય ટાટે ધાયેજ થવાનું થઈ જાય છે વાસ્તે તમે કાંઈ સમજો, હવે તમારૂં બચ્ચું ઉમ્મરનું થયું છે. વળી એરચશાહ શેઠ સારૂં તો કેટલા જણ મારૂં માંથુ ખણી ખાય છે. દાદી દુમસ્યાવાલાં પોતાની વડી છોકરીનાં ઉઠાવ સારૂં આય મને રૂ૩૦૦ આપવા તૈયાર છે તેમ રોજ મારે સારૂં ગાડી આવીને પાછી જાયછે. મારે તમારોજ સુખણ માથે ચહડાવવાનો હતો. હવે કરો યા નહીં કરો તો તેમાં તમો મુખત્યાર છો. બચુબાઈએ જવાબ વાલ્યો નહીં રે મરા જાંઉ બચ્ચુંજ તમારૂં છે. નહીં કાંય કરૂં! વહાલા શેહરીયારજી મને પણ એ વીચાર ઠીકજ લાગે છે. વારૂં વારૂં, નહાલાદારૂજી એ માંગણી હમે બહાલ રાખી છે તમો શેઠને જઈને તાકીદથી ખબર કરો કે લગનની સરવે કાંઈ તૈયારી કરી શાહદી રામશણીનો અમુક દીવસ ઠેડવો. આપણાં નહાલાદારૂ બીન કાઊસ ગાલ પંપાલતાં પંપાલતાં બોલ્યો હા સાહેબ આય ઓય ચાલ્યો, પણ કાંઈ મારો ભેદ જણાય! બચુબાઈ બોલ્યાં વળી મારી છોકરીનું ને તેબી વળી આવે મોટે ખાંચરે કાચ કરનારને તે શું અમો ખાલી હાથે જવા દેઈશું! શેહરયારજી બોલ્યા દસ્તુરજી તે વાતની તમારે કાંઈ ફીકર રાખવી નહીં. તમને પણ વાગા સાથનો સારો સરપાવ આપીશું. આપણા નહાલાદારૂ બીન કાઊસ મગન થતા થતા એરચનાં બંગલા ભણીનો રસ્તો લીધો. બંગલે પુગતાંજ એરચને સઘલા હેવાલથી વાકેફ કીધો. આઈબાટલીને ત્યાંનાં લગનની વાત ચોમેર ચેરવઈ રહી. લગનનો એક દીવસ જે ઠેડવ્યો હતો.તેની ધામધુમમાં પણ કાંઈ મના નહોતી. આપણી જાણમાં આવેલાં નવાં વહુજી શીરીનબાઈને જેમ એરચ તરફથી સરઅવસરનાં કપડાં, ઝવેરાત વીગેરે ઉપરાંત બીજા પાંચ હજાર રૂપયા રોકડ રીતમાં મલ્યા હતા તેમ આપણા બીરાદર એરચને પણ ઠીક નામ પ્રમાણે દામ મલ્યું હતું. તેવાજ મજેનાં સરઅવસરનાં ઉમદા કીમતી પોસાકો સાથ દરેક આંગલાંની હીરા માણેકની શીણગારેલી તરેહવાર વીટીઓ, ફરફરનીચર વળી કેટલેક ઘેરનાં રીવાઝ માફક એક ઘોડા ગાડી, એક ચોપાટીપર આવેલો બંગલો, વીગેરેની અનેક ચીજ ઉપરાંત રૂ૧૦૦૦૦ તો એવણનાં સસરા શેહરયારજી તરફથી મલ્યા હતા. તેમ વળી મમાઈ સાસુ-, બપાઈ સાસુ-આઈ સાસુ-બાઈ

સાસુ વીગેરેનાં તો જુદા. લગ્નની ક્રિયા વખત આ શરૂઆતનું જોડું-ઠીક મલકાતું હતું અને આશીરવાદ તો હજુર જયાંનાં ત્યાંજ હતા એટલામાં તો આ શીરીન એરચ હાથનાં તેમ આંખનાં નખરાંથી ભવિષ્યનાં સુખની વાત કરતાં દીસતાં હતાં. આ તેવોના ચેનચાલો એવાં હતાં કે જો કોઇ અમુક માણસ ધારી ધારીને જોય તોજ તે જાણી શકે. આ પછી આપણાં જાણમાં આવેલા નહાલાદારૂ બીન કાઉસે બીજા એક સફેદ પાઘડીવાલાની મદદથી આશીરવાદ સારવો શરૂ કીધો હતો. × × × × બે મહીનાવેર તો આ શરૂઆતનું જોડું સારા ઠાઠમાઠથી ઉડાઉ રીતે એકમેકનાં દીલ રીઝવતાં હતાં, પણ જયારે ત્રીજા મહીનાની શરૂઆતમાં કરકશર શરૂ થવા લાગી આકર નફરો ઓછા થતા ગયા તેમ તેમ શીરીનનું ભીતરખાનેનું જીગર ધાસ્તી પામતું ગયું. શીરીન અગરજે તચાક હતી તોપણ તે સમજુ હતી અને તેણી એરચનાં રાંક સ્વભાવ આગળ ખુલાશો કરવા હીંમત ધરતી નહોતી. તોપણ તે હવે જે દુર બેસવાની ધોલકી (Monthly-coarse) પરથી જે ચાર દહાડે ઉઠતી તે હવે ઢોંગથી રીશને મારી મહીને પંદર દહાડે ઉઠવા લાગી. વળી તે દરમ્યાન એરચને બતાવવા સારૂ તેની રૂબરૂ કશો ખોરાક પણ લેતી નહોતી. તેની હાજરી વખત આખો દીવસ મોંહથી તે પગ સુધી ચારયું ઓઢી પડી રહેતી. એરચને પણ હાલમાં બોલવાનો વખત નહોતો તેથી તે બધી વાતના અખાડા કરી જતો અને હાલમાં તો તેણીની આગલની છઠ બેસ પણ તેને મોકુફ કીધી હતી. આ તકનો લાભ લઇ આપણાં શીરીનબાઇ કે જેઓ નામનોજ અપવાસ કરતાં હતાં તેઓ આપણાં એરચ બીરાદરની નજર ચુકાવી અપવિત્ર જગેથી યાને પેલી ધોલકીપરથી પવિત્ર જગોપર યાને દીવાનખાનાંમાં જઇ ટેબલ ખુરસીએ બેસી છરી કાંટાથી ઠંડે પેટે હમેશ ફરાલ કરતાં હતાં. એક દહાડો અચાનક શીરીનબાઇ આમ કરતાં એરચની નજરે પડયાં. આટલું છતાં પણ આ મકમ ખાવીંદ ઠંડેજ પેટે આખાડા કરી ગયો, પણ બીચારી શીરીનતો પોતાનાં ધણીને જોઇ ઘણી ઝંખવાની પડી ગઇ. તેણી આ પછી સુધરવા લાગી અને રફતે રફતે પોતાની આવા ઘોરખુપરની ચીબાવલી ચાલ છોડતી ગઇ. આ પછી થોડાક દીવસ ગયા બાદ આકર નફર ઉપરાંત હવે તો ઘર શીણુગારનાં હાંડી, ઝુંમર, વાલશાડ, ટેબલ, ખુરશી સોફા, વીગેરે ભાડુતી ફરનીચર માલધણીનાં હવાલામાં જતો ગયો અને એ પ્રમાણે ધીમે ધીમે ત્રીજા મહીનાની આખેરીમાં તો

આ બધી ઉડાઉ ચીજોનો અંત આવતો ગયો તેમ તેમ શીરીન વધારે ને વધારે ગભરાટમાં પડવાલાગી. આજ બંગલો કે જેણીને એક વખત રળીઆમણો હતો તે હવે તેણીને અળખામણો થઇ પડયો. હવે તો શીરીનથી આ અઓવાર શહણ થયું નહી ત્યારે તેણીએ મરડાટથી તોપણ ઠાવકી રીતે પોતાનાં ખાવીંદને આમ કરવાનું કારણ પુછયું. એરચે પણ ઠાવકે મોંહડે જવાબ એજ વાલ્યો કે આ બંગલો કાંઇ આપણો નથી, એતો લગનનું ટાંકણું સાચવવા ત્રણ મહીના વાસ્તે ભાડે રાખયો હતો. વળી તેને લગતો ફરનીચર પણ આપણો નહીં પણ ભાડુતીજ હતો. ત્રણ મહીનાની મુદત પુરી થવા આવી એટલે માલધણી પોતાનો માલ લઇ જાયછે. આપણુને પણ આ ભાડુતી બંગલો આવતે સોમવારે ખાલી કરી મારે જુને ઘેર કે જયાં તારાં સાસુ સસરા રહેછે ત્યાં જવું પડશે. આપણા શીરીનબાઇ તોરથીજ વચમાં બોલી ઉઠયાં પણ ઓવાય તમે એમ તે શું કરતા હોશોજી! તમારાં માબાપ વળી કીયાં તેમ તમારૂં જુનું ઘેર તે કીયું! એ બધું તમો શું બોલોછો! આપણા લગન વખત તો તેવા હતાં નહી? એ બધું તમે શું મને શીખવવા માંગો છોકે? આપણાં એરચશાહ પેટ પસવાડતા બોલી ઊઠયા શીરીનબઇ એ તમે શું બોલ્યાં? હું ખરૂંજ કહુંછું કે તેઓ લગનને દીવસે હાજર હતાં. એટલામાંજ તમો વીસરબોલાં કેમ બનો છો? શુ-તમને યાદ નથી કે ગઇ પરમદીને જેવોને તમો ગાડીમાં બેસાડી ચલ્લા સ્ત્રીટની લવજી મોદીની અગયારી સાંબે વલાવી આવ્યાં તેજ તમારાં સાસુ સસરા ને વળી મારૂં જુનું ઘેરબી ત્યાંજ. પેલાં લાંબાં નાકવાલા બુઢામીયા તે તમારા સસરાજી, પેલાં ડીંગુસ ડોસાં કે જેનું નામ હોમાય હતું તેજ તારા સાસુજી, પેલા લાંબા ગુચ્છાવાલો કે જે બઇરાઓની કનવાર કરવામાં મશહુર હતો તથા જેની આંખે આઇગલાશ હતી તે તારો જેઠ, પેલાં હોમાયજીનાં હાથમાં નો બુચો તે તારો દેર, પેલી બુટ સ્ટાકીંગવાલી કે જે સુનાઇ સીપલીનાં નામથી ઓળખાતી હતી તે તારી નણંડ થાય તે કરતાં આપણુ જયારે સોમવારે જઇશું ત્યારે બધુ આપોઆપ તારી નજરે આવશે. આ બધો ખુલાશો શીરીને જયારે એરચ તરફથી સાંભળ્યો ત્યારે તેણી સાંત પડવાને બદલે ઉલટી વધુ ઉકલાટમાં પડી. આટલુંછતાં પણ તેણી ફીસાદખોર નહોતી, તેથી મરડાટમા ને મરડાટમાં પોતાનાં સુવાના ઓરડામાં જઇ દોડા વખતમાં પોતાનાં "ફુલ ડ્રેશ"માં જયાં એરચ બેઠો હતો

ત્યાં પાછી આવી, તેણી બોલી હું મારે ઘેર જાઉં છું વાસ્તે મને મારી બાંગડી, સાંકડી વીગેરે આપો. આપણાં બીરાદર એરચ તરફથી તેણીને જવાબ મલ્યો હા, શીરીનબાઇ બેલાશક સાંહજનાં જમીબાઇને મહીરે સીધારજો, મને કાંઇ હરકત નથી. શીરીનબાઇએ બડબડાટ શરૂ કીધો, બશ નહી મારેતો હમણાંજ મારાં માબાપ આગલ જવું છે. આવો બલાપોં કાંઇ મારાથી જોવાય નહીં. આટલું બોલી આપણી જાણમાં આવેલાં આ નવાં વહુજીએ તો સાડાત્રણ મહીનામાં પીએરનો રસ્તો લીધો. એરચ બીચારો તો કલેજી મુકીજ આવ્યો હોય તેમ આ વખતબી ચુપકીદી મારી ગયો. હાલ તુરતતો તેને એવુંજ જોઇતુંજ હતું. આ પછી એરચે પોતાનાં દોસ્તો કે જેવોથી આ લગનનો ગાંઠ બંધાયો હતો તે સઘલાપર ચીઠી લખી, બોલાવી મંગાવ્યા. તેઓ એરચને બંગલે આવી બધી વાતથી વાકેફ થયા ત્યારે એરચને તેઓએ જણાવ્યું આજ સાંહજનાં શીરીનતો પાછી આવશેજ, વાસ્તે હવે કાલશેજે આ બંગલો ખાલી કરી તારે જુને ઘેર જવા ચુકવું નહી. આ પ્રમાણેનો ઠેડાવ થયા બાદ તેઓ સઘલા એકવીશ ટીપકીની રમત રમવા પડયા. એક બે દાવ રમયા ન રમયા એટલામાં તો આપણાં નવાં વહુજી શીરીનબાઇ એરચનાં વેહવાઇ વેહવાણને સાથે લેઇ આવી પોંહચ્યાં. ગરીબ બીચારો એરચ શેહરીયારજીને ડોલાપર ડોલા ચહડાવેલા આવતા જોઇને રમત છોડી આમ તેમ પસાર કરવા મંડી ગયો, પણ આપણાં દાદીશેઠ આવકાર આપતાં બોલ્યા કેમ ભાઈ શેહરીયારજી આજ કાંઇ આકલા ગાભરા થઇ અતરે આવવું પડયું! આપણાં બચુબાઇ વેહવાણે તોરમાંજ જવાબ વાલ્યો છોકરીનો બલાપો ઘટવાને બદલે વધતો જાય છે વળી બીજું શું હોય? એવું જો અગાઉથીજ જાણતતો મારી છોકરી પરણ્યા વગરનીજ રહેતે તે બેહતર હતું, પણ મુઓ આ બલાપો કાંઇ જોવાઇ શકાય નહીં. આપણાં મરઝબાન ટાઉકો પુરતા ઊઠયા અંહં! તમને બલાપો લાગેછે? એમાં બલાપો શાનો છે? એતો હજુર તમારી છોકરીનાં હકમાં ઠીકજ થયું છે. એવા ખાનદાની અને લાયકીવાલા તમો બીજા કયાંની આશા રાખતે? વળી એરચ પાંચ પૈસાની આવકવાલો છે. એતો ત્યારે ખુલ્લુંજ છે કે તમો પૈસાપર મગરૂરી ધરાવનાર લોકો પૈસાનેજ વધુ જોવોછો અને જયાં પૈસા હોય ત્યાંજ છોકરા છોકરી આપ લે કરો છો! કોઇ ખાનદાની હોય, પણ તે તમારા જેવાથી ઓછી આયપટવાલો હોય

પણ તે સારો ઇલમ ધરાવતો હોય-સારા ગુણો ધરાવતો હોય-તેને તમો લોક અકારા ગણોછો, અને જે પૈસાદાર હોય પણ તેણી ચાલચલણ માડી હોય તો તેને તમો ગમતા થઇ પડોછો! આ ધોરણપર ચાલ્યાથી કેટલો ગેરફાયદો છે તેથી તમો કાંઇ હવે અણજાણ્યાં નથી; તે તો તમે હવે જોઇ લીધું. પણ યાદ રાખજો કે તેટલો ગેરફાયદો બલકે કશો પણ તમને તેમાં થયો નથી. પેલા નહાલાદારૂ બીન કાઉશ સોડે દાદીશેઠની માંગણી તુચ્છકારી કહાડનાર માય તમોજ કે! અહાંબક્ષ પણ તમારા મનશે રૅજી પેજી કે! વાહ, આ કેવું અપમાન! હમે તો હવે બાઇડી વગરનાજ રેહી ગયા! પણ જાવો મગરૂર માબાપો! ખુદરતની મેહરથી હમારામાંનો દરેક જણ એકેક બબે બચ્ચાંના બાપ થયા છીયે. શીરીનબાઇ તમે પણ હમારામાંના દરેક જણને તુચ્છકારી કહાડવામાં શું બાકાત રાખી છે? તોપણ મારે હવે કબુલ કરવું જોઇએ કે આ હમને થયલાં અપમાનનો માત્ર તમને ધડોજ આપવા હમે આમ બાઠ ભીંડી હતી અને તેમાં ઓર તમને તો ફાયદોજ છે. હમો જો હમને થયલા અપમાનનું વેર જ લેવા ચાહતે તો એથી પણ વધારે કરી શકતે પણ આખર કરેને હમો જેણુ એક વખત ચાહી તેણીને દુઃખી જોવા હમો રાજી થયા નહી અને તેટલાજ માટે આ હમારા જાની દોસ્ત એરચ સાથ તેણીનાં લગન થવા ઇચ્છયું કે જે ધારણામાં હમો પાર પડયા છીયે. છેલ્લે હમો હવે આ બેઉ જોડાને અરસ પરસનાં પ્યારમાં આખર સુધી રહેલાં જોવાને આતુર છીયે. આ સાંભલી બચુબાઇ તેમ શેહેરયારજી તો ઝંખવાના પડી ગયા તેમ કશું બોલવાની જીભ પણ ઉપાડી શકયાં નહીં, આ વખત આપણાં એક વખત તચાક ગણાયલાં પણ હાલના સમજુ શીરીનબાઇ શરમાઇ જઇ નીચી મુંડીએ સઘલું સાંભલ્યા બાદ મરઅમાનનાં મુગા રહેતાં તે પણ બોલી ઉઠયાં" પણ મારૂં કીશમતજ મારા પ્યારા એરચ સાથ હતું અને તમારામાંના બીજા કોઇ સાથ નહીં. ઝાંહાંગીરે જવાબ વાલ્યો બેહન ખરી વાતછે અગરજો તમારી આગમચની ચાલ વીચીત્ર હતી તો વણુ હાલનું કહેતું વાજબી દીશે છે. તમો જુવો છો કે લોભ એજ પાપનું મુલ તેમ હાણી કરનાર પણ તેજ. હવે આપણાં સાહલેશ ભીતર એરચને ધીરજ આવી, તે બોલ્યો શીરીનબાઇ કાલ રોજે તમો તમારે જુને સાસરે મારી સંગાત આવરો કે? શીરીને નરમ અવાજે શરમાઇ જઇ જવાબ આપ્યો હા, પ્યારા ખાવીંદ તમારા હોકમને તાબેછું

આવું સાંભલતાંજ સઘલાઓએ ખુશીનાં પોકારો જાહેર કીધા અને દરેક જણુ આપણાં બીરાદર એરચને બંગલે આ રવીવારની રાત ખાની પીનીમાં હસી ખુશીથી ગુજારી. બીજેજ દીવસે યાને સોમવારને દીવસે આ બેઉ મલકાતું જોડું ભાડુતી બંગલો ખાલી કરી અસલ મકાનમાં શીરીનબાઇનાં સાંસુ સસરા ભેગા જઇ રહયાં આપણાં શીરીનબાઇએ પોતાની અસલ ફીશયારી તરફ ધીઃકકારની નજરથી જોવા લાગાં તેમ પોતાનાં ખાવીંદની આવક મુજબ ઘટતા ખરચથીજ દીન ગુજારવે શરૂ કીધો. અને તેજ સબબે કરી એક વખત નીરાશ થયલું જોડું ફરી ને એક મેકનાં સુખમાં ભાગ લેવા લાગ્યુ. આ ઉપરથી ધડો સો મલે છે તે આ ચોપડીના બનાવનાર પ્રીય વાંચનારની મુનસફીપર સોંપે છે.

ઉપર કહયું તેમ પૈસાદારો વીદવતા, ઉદયોગ વીગેરેની આવી સારી સ્થીતીવાલાઓ કરતાં અભણ પણ કુલવાલા અને તે સાથ જયાં જાદા પૈસો હોયછે ત્યાંજ છોકરા છોકરી આપવે કરે છે. છોડી કરતાં વર ન્હાનો હો યા મુરખ હો, ઘેલો હો કે પછી ગમે તેવી માઠી ચાલ ચલણનો હો પણ પૈસા! પૈસા! પૈસા! જોયા કે બશ ભવ તરયો. હુંઇ વેરતો તેઓની સુદ્ધી છે કે પૈસો કોઇનો જાવેદાન રહયો નથી તોપણ આ દેખાતી લાલચ નાહક પોતીકા ફરજંદોને ભવીષ્યનાં દુખમાં નાંખેછે અને પછી આ કારણને લીધેજ મા બાપોને છોકરી અવતરે છે ત્યારથી તે તેણીનાં ઉઠાવની વખત સુધી પેટમાં ધસકો પડેછે. પણ તેઓ વિચારતાં નથી કે વીના છોકરી તે જગ કેમ ચાલી શકે?



## વિધવા.

હે નારીજાતી! પ્રીતીનાં ગાંઠથી બંધાયલો તારો હમેશનો સાથી યાને ખાવીંદ જયારે આ દુન્યામાંથી કુચ કરી જાય છે ત્યારે તારૂં મોંહડું કેવું થતું હશે! તારી છાતીમાં કેવો કારી જખમ લાગતો હશે! તારાં ભવિષ્યનાં દુઃખ માટે તું કેવો વિચાર બાંધતી હશે! તું એક વખત જે પતીવ્રતા સ્ત્રી કહેવાતી હતી તે હવે એક રાંડીરાંડ કહેવાય એ તારા કુમાલુ ખવાસપર કેટલો સીતમ! હે વીધવા! પડતીપર પચાસ તે તનેજ છે. તારૂં દુઃખ તારા સીવાય બીજું તે કોણ અટકળી શકે? જેમ પાણી સુકાયાપછી માછલાં જીવતાં નથી, ખેતરમાં જુવારની કાંપણી થયા પછી ચલ્યાં ઉડી જાયછે, મીઠાશની સોધ માટે ભમતી માંખો આમતેમ ભટકેછે

તેમ હે વીધવા તારી પણ તેવીજ દશા છે. જેણે તેં હાથ આલ્યો, જેણી સાથ સુખ દુઃખમાં તેં ભાગ લીધો, તેનાં વીખુટા પડવાથી જીવવા કરતાં મરવું તું વધારે પસંદ કરેછે. ઈશ્વરે તારા મનમાં જે તરેહ તરેહવાર વીચારો ભમ્યા કરેછે તે વીચારોથીજ તું મરવું પસંદ કરેછે. ધણીનાં વિયોગથી તારાં ઘરેણાંનો ત્યાગ કરવો પડેછે, તારાં ભુતકાલનાં મગરૂરી બતલાવનારાં વહાલાં લુગડાંનો બચકો બાંધી ફકટ તારે કાલુંજ લુગડું પેહરવું પડેછે. સઘલા વેહવારથી તારે બાતલ રહેવું પડે છે, તો પછી શુભ કામમાં તે તને કોણ યાદ કરે? જીવતાં જીવત રાંડીરાંડ કહેવાઈ રસ્તેનો રાહદારી ભોગજોગે તને સામો મલેતો અપસુકન સમજી તારાથી દુરનો રસ્તો તે જોય છે! તું પારકાને બોજો થઈ પડવા માબાપને સદાનો બલાપો થવા, ભોંજાઈઓનાં ધોલ ટપલા ખાવા, વીગેરેથી દુર રહે છે તો પછી પેટને સારૂ બદ હવસનો રસ્તો મોકલો કરવા તારા મગજમાં કેવા વેહમી ખ્યાલો દોડેછે! આવી આવી વિપતીઓ હે વિધવા! તને ભોગવવી પડેછે. આ વિપતીઓથી દુર રહેવાજ અસલ હીંદુઓમાં પોતાનાં ધણી પાછલ જીવતાં જીવત બળી મરવાનો ધાટકી રીવાઝ હતો. આ પાપી રીવાઝનો તે વખતનાં અદલ બાદશાહ અકબરે તેમજ માયાલુ અંગ્રેજ સરકારનાં વડા કારભારી લાર્ડ વીલ્યમ બેંટીકે ચાંપતા ઉપાયો લઈ અંત આણ્યો. ખરે એક જુલમાંતમાંથી બચ્ય પછી બીજા બાકી રહેલા જુલમાંતમાં હજી તમારે સડયા કરવું પડેછે. આ દોષ દરેક ઘરનાં વડીલોને છે. સબબ, વિધવાની સંખ્યા ઘણું કરી બાલ લગનથી, કજોડાંથી અને તેવાજ બીજા અનુસરતા રીવાઝોથી વધેછે. એક જવાન વિધવા પોતાનાં ખાવીંદના વીયોગથી ફરી શા માટે બીજા ખાવીંદના પ્યારમાં પડી ન શકે? વર બાયડી મરી ગયાથી બેચાર મહીનામાં બીજીનો હાથ ઝાલી શકે પણ વર મરી ગયા પછી બાયડી બીજા ભાયડાનો હાથ ઝાલી શકે નહી, એતે કોણાં જેવી એકલપેઠાઈ! જ્યારે વિધવાઓ આવી ન ખમી શકાય એવી વિપતીઓ વેઠે તો બાયડીથી વીયોગ થયલાં ખાવીંદે પોતાનો વખત એશ આરામમાં કહાડવો જોઈએ તે કયા ગામની રીત? એતો દરેક માણસની તેમાં અકસર કરી કુંઆરા મરદોની-ફરજજછે કે તેઓ તરફથી વિધવાઓને પુરતું સુખ મલવું જોઈએ. એમ કરશો તોજ બાલહત્યા, સ્ત્રીહત્યાનાં ગુનાહો નાબુદ થશે. આવા આવા ગુનાહો સુધરેલી કોમમાં ખપનારાઓમાં બને અને તેને નાબુદ કરવા ઘટતા ઉપાયો લેવાય નહી એ કેવું અસંતોષકારક!

વિધવા જવાનીનાં બાહારમાં લાચારીથી હવસમાં ફશી જારકરમથી ગરભપાટ પાડે ત્યાં સુધી પણ શું પુનરવિવાહનો શુભ દાખલો લેઈ બાલહત્યાની સામે લડી તેને નીચે પાડવા પ્રયત્ન કરવો ન જોઈએ? યાદ રાખવું કે પુનરવિવાહથીજ માણસનાં જાન માલની આબાદીછે અને તે વીના ખુઆરીજ સમજવી.



## સોબતે અસર.

એ તો ખરીજ વાત છે કે આપણી ભુંડાઈથી બીજાને તેની અસર તુરત થાય છે; આટલું છતાં કેટલાક એમ પણ કહેતા જણાશે કે હું ભુંડો હોઉં તો તેમાં પારકાને શું લાગેચ વલગેચ? હું નઠારો તો તે મારી જાતને મારે તેમાં બીજાને શું છે? પણ આ બોલવું બીનપાયાદાર છે. સારી યા માઠી અસર એક બીજાને થઈ શકેછે અને તેટલાજ સબબથી "બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા" વાલી કહેનત હસ્તી પામી છે. દાખલા તરીકે જો મારાં માબાપ મરી ગયાં હોય અને હું નાચાર હોઉં, પણ જો મને ભણેલ સગો યા વડીલ મલે તો તે તરત મને ભણાવવાની વેતરણમાં પડશે; પણ માઠા ભાયગે જો કોઈ અભણ મલ્યો તો હું પણ અભણજ રહીશ. વળી હું જયારે કોઈ વાતપર હસું છું તો મારા સાથનાં બીજા કેટલાક હસવા સામેલ થાય છે તેમ મને રડતો જોઈ બીજા પણ મારી ગમગીનીમાં ભાગ લેવા અને જરૂરને વખતે આસું વતીક ટપકાવવા ચુકતા નથી. હવે આ બધી મતલબ શી? એકની અસર બીજાને થઈ એવો અર્થ એમાંથી નીકલી શકે છે. જેમ માઠી અસર એક બીજાને થાય છે તેમ સારી અસર પણ થઈ શકે છે. આ બેમાં માત્ર ફરક એટલોજ છે કે માઠી અસર થવામાં વીલંબ લાગતો નથી તેમ સારી અસર મેલવવામાં વધારે રંજ ખેંચવો પડે છે.



## ખોટારૂં

દરેક ધર્મસાહસ્ત્રમાં જુઠાંણાને એક જબુન પાપ ઠેરવી સાચાંને તેનો હરીફ બનાવ્યો છે, અને તે હરીફ માણસજાતનો એક મુખ્ય ખોરાક છે. આપણી આબાદી તેની હસ્તીમાં સમાયલી છે અને તેટલાં માટે સાચું વમાશવાની દરેકને જરૂર છે. જેમ આગ અને રેલ કોઈ પણ ચીજનો તત્તકાલ નાશ કરવા સામર્થવાન છે તેમ ખોટારૂં માણસજાતની આબાદીને

અને અંતે તેની દેહનો નાશ કરી શકે છે. આ બધું શીખવનાર આપણા માબાપ છે, તેમાં વળી બાપ કરતાં માનો વીશેશ ભાગ છે. સબબ, આપણી શરૂઆતની જન્મ સ્થીતીથી તે લગભગ પંદર વર્ષની ઉમ્મરતક બલકે તેથી પણ જાદા માની દેખરેખ હેઠલ પસાર કરયે છીયે, અને તેથી ઘણો વખત મા તેમ થોડો વખત બાપ જેવી નહાનપણથી ટેવ પડવા દેછે તેવી આખર સુધી જલોની માફક બાઝી રહેછે.

વળી ધાસ્તીનાં મારયા આપણને ઘણીકવાર જુઠું ઓચરવું પડેછે પણ તેનાંથી વેગલા રહેવાનાં રસ્તા છે. આપણા થયલા ગુનાહ માટેની ખરી હકીકત તેનાં ધણી આગળ જો રજુ કીધી હોય તો તે ધણી આપણાપર પ્રીતી બતલાવશે, એટલુંજ નહીં પણ તે થયલા ગુનાહથી મોકળા પણ થઇશું; વળી ધાસ્તીનાં મારયા ગુનાહનો ઇનકાર કરવાથી કોઇવાર અવસર એવો પણ આવેછે કે તેથી જાદા શીક્ષાને પાત્ર થઇએ છીયે, પણ જો નહાનપણથીજ ખોટારાનો અટકાવ કરવામાં આવે તો મોહટપણે તેના સપાટામાં આવવાનો કદી સંભવ રહેતો નથી. સચ્ચઇ એ એક એવો ખવાસછે કે આપણી ગફલતી વીશે ધણીનો ગમેતેવી શીક્ષા કરવાનો દ્રઢ નીયમ છતાં તેનું જીગર દયાને હરણ કરેછે તેમ તે રાસ્તી ચાહનાર ચોમેરથી વખણાયછે અને જયારે તેમજ બને છે ત્યારે આ દુન્યામાં તેમ પરલોકવાસમાં તે રાસ્ત શીવાય બીજો કયો સારો મરતબો મેળવી શકે?

---

## સ્ત્રી કેલવણી.

આપણ જાણયે છીયે તેમ ઘણે ઠેકાણે સ્ત્રી કેલવણી જેટલી પંથરાવવી જોઇએ તેટલી પંથરાઇ નથી તેનું કારણ માત્ર એજ કે કેટલાક ગ્રહસ્થો સ્ત્રી કેલવણી વીરૂધ પડે છે. એક બે માઠા બનાવ બન્યા કે તેઓ આકુળ વ્યાકુળ થઇ જાયછે તેમ આ માઠા બનાવો આપણીજ બેદરકારીથી તેઓમાં દાખલ થાયછે. આપણે ઘણીકવાર સાંભલ્યે છીયે કે ફલાણી છોકરીને ફલાણા પાદરીએ યાતો ફલાણી મડમે વટલાવી માટેજ હમો હમારી છોકરીઓને શીખવવાની જરૂર જોતાં નથી. હવે આમ બોલનારને શીર ખરૂં પુછોતો મોટો દોષ લાગેછે તેમ આપણ જાણી બુઝી સ્ત્રીઓની વિચારશકિતનું ખંડન કરવા ઇચ્છયે છીયે. વળી હાલમાની ઘણીખરીઓ જે ગાફેલમાં ગણાયછે તે આજ તત્વ ઉપરથી આ ગાફેલપણું એ એકજાતનું ગાંડાપણું છે અને જો આવી ગાફેલતાંનો આરંભ થવાજ દીધો તો

કાંઇજ નહી. પણ જીંદગીનો અવતાર ધુલ મલેછે, તેમ માઠા પરીણામો બનવાનો ઘણો સંભવ રહેછે. સવાલ એછે કે છોડીઓને મડમની યા પાદરીઓની નીશાળે શા માટે મોકલવી જોઇએ? શું હાલનાં વખતમાં દેશી સ્ત્રી શીક્ષક તરીકે છોકરીઓનું કુમલું મગજ ખીલવવા સામર્થવાન નથી? શું મડમોજ તેવાં કામ કરી શકે અને દેશી સ્ત્રીઓથી તે ન થાય? દરેક જ્ઞાતની દરેક જુદી જુદી નિશાળો હોય તો કેટલો ફાયદો થાય, તેમ વળી ગરીબ કેલવાયલી દેશી સ્ત્રીઓને શીક્ષક થવાનો અવસર મલે, કે જેથી પોતાને મલતા લવાજમમાંથી ગુજરાન કરવાને સામર્થવાન થાય અને પૈસા કમાવાના બીજી જાતનાં નીચ સાધનોથી વેગલાં રહે. આમાં નાણાની મદદ આપણાં બોલવાંને વજન આપી શકે છે અને એતો દરેક માતબર સ્ત્રી પુરૂષની ફરજજછે કે પોતાની પુંજીમાનો ઘણોક નહીં તોપણ ઘટતો ભાગ આ કેલવણીનાં બાબમાં આપવો જોઇએ છે. વળી એવૂ પણ થવું જોઇએ કે સ્ત્રીએ માથે લીધેલાં કામકાજ સ્ત્રીથીજ થવાં જોઇએ અને તેમાં પુરૂષે વચમાં પડવાની કાંઇ પણ અગત્ય નથી, અને જો આ પ્રમાણે ચાલ્યું તો માઠાં પરીણામો બનવાનો સંભવ રહેતો નથી. ખરૂં છે કે હાલમાં સ્ત્રીઓ પુરૂષોની બરોબરી કરવાનાં જુજ દાખલા નજર આગલ આવી આનંદ પમાડેછે તો જયારે દેશી સ્ત્રીનો ઘણોક ભાગ બરોબરી કરવા આગલ પડે તો સુધારાનો કેટલો ફેલાવો થાય તેમ વળી બેઉ નર નારીનાં વર્ગને ફાયદો થાય? જયારે શ્રીમંતી સુરનો કુમારી ઘોસલ જેવી બંગાલી ગ્રહસ્થ બાઇઓ તેમ સ્ત્રીબોધ ચોપાન્યા ઉપર અમલ કરનાર શીરીણ-જરબાનું-પુટલીબાઇ-મેહરબાઇ-સુનાંબાઇ જેવી સુધારાની પંકતીપર ચાલનારી મારી પારસી બેહનો લોકપ્રીય ચોપાન્યાં લખવામાં પોતાનો વખત રોકે તેવો દાખલો દેશી ગ્રહસ્થ સ્ત્રીઓમાં સાધારણ થઇ પડે તો દુન્યાંની આબાદીનો રસ્તો કેવો મોકલો થાય! શું પહેરવા ઓઢવામાં જ એક બીજાની નકલ થઇ શકે અને આવાં સાહસીક કામમાં તે ન થાય? યાદરાખવું કે આપણ જો છોડીઓનાં મગજ ખીલવવા આગલ પડશું તોજ માઠાં પરીણામો દુર થઇ શકશે, નીતી અનીતીને વશ કરશે વીગેરે અનેક ફાયદા જોવાનો સંભવ રહેશે, અને તેટલા માટે સ્ત્રી કેલવણી તો જાદા૦પંથરાવવીજ જોઇએ. ઘણીક વખત આપણ કેટલાકનાં મોહડામાંથી એવું પણ નીકલતું સાંભલ્યે છાયે કે મારી છોકરી કંઇ પૈસો પેદા કરવાની નથી.

આજ બોલવું આપણને ઘણીકવાર નુકસાનકારક થઇ પડે છે એમ કોણ કહેછે કે સ્ત્રી કેલવણી પૈસાનાં લાભ માટે છે. સ્ત્રી કેલવણીનાં આ દુન્યામાં અનેક ફાયદાછે અને તે કેલવણીથીજ પરમેશ્વરની બક્ષાયલી સ્ત્રી પુરૂષની વિચારશકિત ખાલી શકે છે. સ્ત્રી કેલવણી તો વિચારશકિતની વધી માટે છે અને નહીં કે પૈસાની લાલચ માટે. એતો ખરૂંજ છે કે પૈસાની લાલચ સારૂં જો સ્ત્રી કેલવણી અપાય તો દુન્યાનો વેહલો નાસ થાય. પણ એમ નથી. સ્ત્રી કેલવણીતો ભવિષ્યનાં સ્ત્રી પુરૂષ યાને હાલનાં બચ્ચાંના ઉપયોગ માટે છે. અને તેટલા માટે દરેક સ્ત્રીને અવસ્ય કરી નીચલી છ બાબદો જાણવી જોઇએ છે:—૧લું-સંપુરણ સચ્ચાઇ. ૨જું-સામન્ય ભષાનું જ્ઞાન. ૩જું-રાજ્ય કર્તાની ભાષા સાધારણ રીતીએ બોલતાં લખતાં જાણવી. ૪થુ-ઘરખટલાનું કામ-બચ્ચાંની માવજત વાગેરે. ૫મું-શીવવું-ભરવું-ગુઠવું વાગેરેનાં હુન્નરથી વાકેફ રેહેવું. ૬ઠું-ભાઇ બેહનો તેમ સ્વજાતી બાંધવોને લખાણથી--ભાષાણથી---સુમાર્ગ બતાવી આપવો. સ્ત્રી કેલવણીનું ધોરણ આ હોવું જોઇએ. વળી તે ઉપરાંત હુશયાર સ્ત્રીઓએ વધુ જાણવાની ઉમેદે પોતાની સ્ત્રીજાતી બેહનપણીઓ સારૂં દાઇપણાનાં કામનો આરંભ કરવો જોઇએ છે. આથી સ્ત્રીજાતીનો મહલાજો સચવાય છે એટલુંજ નહીં પણ ઓરતજાતને મરદ કરતાં સ્ત્રીથી વધારે ફાયદાકારક અસરો થઇ શકેછે. વળી ભણેલ બાઇઓ પોતાનાં ઘરનું કામકાજ અભણ બાયડીઓ કરતાં વધારે સાહુચેતીથી કરેછે તેમ તેમનાંથીજ ઘરમાં ચોખ્ખાઇ દાખલ થાય છે. અભણ બાયડીઓ ઘણીખરી કુવડ હોયછે તેમ તેઓને ઠાલી કુઠલા અત્યંત ગમેછે. તેઓ લડવાને તેમ ઉધ્ધણસીમાં ખપવાને તત્તપર હોયછે તેમ ભણેલ બાઇઓ કરતી નથી. તેઓ શીવવા, ભરવા, ગુઠવા વાગેરે સ્ત્રીજાતને દીપાવતા હુન્નરોથી વાકેફ બનેછે તેમ તેઓ નવરાસ વખતે ચોપડી-નુસપેપર--વાગેરે વાંચવાનું પસંદ કરે છે.



## અભણ તેમ ભણેલ સ્ત્રીની ખાશયતો.

આપણ અભણ બાહડીઓને વેહમી કહીએ છીયે સબબ તેઓજ ઘણીકવાર પોતાનાં ખાવીંદને તેની ગજા ઉપરાંત જોઇતા ખરચથી વધુ ખાડામાં નાંખે છે. ઘણીકવાર આપણે મુરખ પીરોજબાઇ-કુકીબાઇ વાગેરેને પોતાનાં ખાવીંદને કહેતાં સાંભળીશું કે મારા

જાલને ચાલતાં ચાલતાં ઠોકર લાગવાથી મદઈ પડી ગયો અને આવાં હા-જદ માય મેહેર થયાં, નહીં તો દુશમન કુવામાં પડતે અને એની માયને કોણ જાણે શુંનું શું થતે! આવાં હાજદ માય એનાંપર મેહેર થયાં તેટલા માંટે મેં તે આજ માવાની પોરી માની છે. વળી આપણાં બુચાની બુરાબખતી આડોશી પાડોશીને જાહેર કરવા બબે ત્રણ ત્રણ પોરીઓ મોકલીશું. આટલું કહી તેણીએ બોલવું જારી રાખ્યું કે ઓવાય શોરાબજી! રાંડનાં પોઠલાં હવે તમારા જેવા બાયલા પેહડ તો ઠીક! મરેરે! શું તમારા મોંહુમાં જબાંબી છે કે નહીં. તમો મરદ જેવા મરદ થઈને મુઆં મોહલ્લાનાં લોકને હમ કેમ નથી આપતા? મુઆં આવા રીતે તે કુઆ ઉંઘાડા મુકી જાવ આવ તે કોણ કરતું હશે! આવ્યે ત્યારે ઉંઘાડયે અને જઈએ ત્યારે બંધ કરયે એ તો જાણે અભાગ્યાં મોહલ્લાનાં લોક શીખ્યાંજ નથી! એ તો ઠીકજ થયું કે બેહેસ્તી આહડોરાંનું પુન આડે આવ્યું નહીં તો એની માય જીવતે નહીં જો!! બસ એક વખત એ મુઆંનો આડો પીછોડો કહાડયા વગર એમ ઠેકાણે આવેજ નહીં. એ તે કાંઈ શું નહાની સુણી વાત છે! વળી ગરીબ ઘર પાંચ પૈસાનો પોરાનો ખરચ તે તો વળી જુદો! એવાં કામ માટે જખાં પાછીબી કેમ ખેંચાય.

* વળી આપણાં સોરાબજી-દોરાબજી પણ જો તેવાજ હોય છે તો બોલેછે કે અરે પીરોઝ-કુકયઈ પણ તું સદા એવીજ કે! આડોશી પાડોશીમાં ઘડી ઘડી મરાવું એ સારૂં કે!! બસ થનાર થઈ-એ તો તારા જાલની એક ઘાટ ગઈ-આમ બોલી પોતાનાં ધણીઆણીને ઠંડા પાડવા ખાતર આ તેર વરસનાં બુચા જાલને ચાર પાંચ ગાલપર ચુમ્મા લેવા લાગે છે. આવી રીતે કાવાદાવાનો ઘોંઘાટ કરી અભણ બાઈડીઓ-આ કહેવાતી વેહમી બાઈડીઓ-પોતાનાં ભાયડાપર ફાવી નીકલે છે. જયારે આવા સોરાબજી-દોરાબજી જેવાઓથી વહેમની માઠી અસર વધુ ફેલાવો પામે છે ત્યારેજ કહેવાનું બની આવે છે કે ઓરાડ વનાનું દરદ વાહેમ છે.

વળી અભણ બાયડીઓ એક બીજાનું જોઈ નજીવી વાતમાં પોતાનાં ખાવીંદ જોડે કજીઆ કરી બેસે છે. ફલાણીનાં ધણીએ પોતાની બૈરાને રૂ૫૦૦ નું બાંગ્લીઆંન પેહડાવ્યું તો તમારે મનેબી પહેડાવવું જોઈએ! આય બસો રૂપ્યાનાં એરાણથી મુઓ કાણુ તે શો સોબે! અભણ બાયડીઓ પોતાનાં ધણીની પેદાશનો વિચાર કરયા વગર આમ ભાસે છે, અને એકની હવેલી જોઈ પોતાની ઝુંપડી ટોડી પાડવા બહાર પડે છે ત્યારે ભાગે

સ બાઈઓ દરેક વાતમાં પોતાનાં ખાવીંદની મરજી જાલવી શકે છે તેમ બેહુ અરસપરસ દીલમાંનો વહેમ કાઢવા તત્પર રહે છે, તેમ તેઓ બેઉ સુખી થાય છે. વળી અભણ બાયડીઓને મુઆ બબરચીએ આજ કહયું નહીં માન્યું, તમારી માએ આજ આમ કહયું, તમારી બેહને આમ ગાળ દીધી, વગેરેની ફરયાદ પોતાના ખાવીંદ હજુર કરતાં સાંભળીશું, તે વખત ભણેલ સ્ત્રીનાં મોંહડામાંથી આવા બોલો ઓચરાતા નથી. તેઓ કંકાસ તેમ સલાહસંપજ એક બીજામાંથી ઓળખી પાડે છે અને વરના સુખે સુખી ને દુઃખે દુઃખી તે માત્ર તેઓજ શમજી શકેછે. અભણ સ્ત્રીઓમાં માઠા બનાવો બનવાનો જયારે સંભવ રહે છે ત્યારે ભણેલ સ્ત્રીઓથી દુર્ગુણી વીકાર દુર નાસે છે, તેમ જે બાલહત્યા અભણ સ્ત્રીઓથી થાય છે તે ભણેલ સ્ત્રીઓથી ગમે તેવાં જબુન કારણો હોવાછતાં થતી નથી.

---

## અભણ સ્ત્રીને સુધારામાં આવવાની તક.

જો કોઈ સ્ત્રી અભણ હોય પણ તેણે સુધારામાં ખપવાની પાછલથી ખાયશ થાય તો તેણે પહેલાં ઘરની તેમજ ઘરના બચ્ચાંની માવજત કરવાની ટેવ પાડવી જોઈએછે. તેણીએ વેહલાં ઉઠવું તેમ પોતાનાં ઘરનાં માણસોને પણ તેમ કરતાં શીખવવું. બહુ વેહલાં સુવું નહીં તેમ બહુ વેહલાં ઉઠવું પણ નહીં. સુવા ઉઠવાનો એક નીયમ રાખવો. ઉદયોગી સ્ત્રીને રાતના દશ વાગાથી તે સવારનાં ચાર વાગા સુધી આરામ લેવો બસ છે. અને તેથી તંદરેસ્તીનો સુધારો થાય છે.

વળી દરેક સ્ત્રીએ પોતાનાં ઘરમાં જેમ નિશાળમાં શીખવવાનાં ધોરણ હોય છે તેમ ઘરનાં કામકાજનું પણ ધોરણ રાખવું જોઈએ છે, અને તે પ્રમાણે વર્તવાથી કામનો નીવેડો ઝટવારમાં આવી જાયછે. હવે કામ કરવાનુ ધોરણ એછે કે ફુલાણાથી ફુલાણાં વખત સુધીજ સુવું, ફુલાણા વખતેજ નહાવું ધોવું-દાંતણ પાણી કરવું-તેમ છોકરાંઓ પાસે કરાવવું; છોકરાં બાલક હોય તો તેમની બરદાસ આપણા હાથથી લેવી; ચાહ પાણીનો વખત ફુલાણો; રાંધવા સીંધવાનો વખત ફુલાણો-પછી તે આપણાંથી હો કે ચાકર નફરથી હો. નહાનાં ભાઈ બેહેન છોકરાંછઈયાં-વગેરેને શીખવવાનો વખત ફુલાણો. (આ ટેવ શરૂઆતથીજ રાખવામાં આવે તો છોકરાંઓ વધારે શીખાશકે ખરાં.) સીવવા—ગુંઠવા—ભરવા

વીગેરેનો વખત ફ્લાણો. વળી બીજું પરચુરણુ કામ કે જે રોજનાં રોજ થતાં નથી તેને અમુક દહાડા વાસ્તે ઠેડવા તેનો નીવેડો આણવો. ફલાણે વખત ચોપડી, વરતમાનપતરો વગેરે વાચવાં યા સાંભળવાં. નવરાસની વેલાએ કંટાલેલાં મગજને રમત ગમત વગેરે દરેક નીતીને લગતી એશઆરામનો વખત ફલાણો ફલાણો. આવા નીયમે કામ થવું જોઇએછે અને તેમાં ફેરપડવા દેવો ન જોઇએ. આથી જે કામ આપણે મહીને પુરૂં કરયે તે કામ નીયમસર કીધું હોય તો અઠવાડયાની અંદર કરી શકયે છીયે. એક કામથી કંટાલ્યા તો બીજું ધરવું—બીજાથી કંટાલ્યા તો પછી ત્રીજું—એમ કદી કરવું નહી; સબબ, એમ કીધાથી કામનો ઢગ થઇ જાય છે.

---

## આગલા વખતનાં ઇરાંનીઓ.

ગુસ્તાસ્પ પાદશાહનાં જમાનાની નજદીકમાં હીરોડોટસ નામે એક નામાંકીત ગ્રંથકાર કે જે બાબિલન શેહર સુધી ફરી વલ્યો હતો તે અસલી ઇરાંનીઓ વીશે નીચે પ્રમાણે લખેછે:—

ઇરાંનીઓ મુર્તિપુજક નથી તોપણુ તેઓ પહાડ—સુરજ—ચંદ્ર—જમીન—આતશ—પાણી—પવન કે જે ઇશ્વરની અપાર શકિતનાં દાખલા છે તેઓ મારફતે પોતાની બંદગી ગુજારે છે. તેઓ બંદગી કરેછે ત્યારે એખલા પોતાનેજ વાસ્તે દોઆ ચાહતા નથી પણુ તેઓ સઘલા ઇરાનીઓ તથા પોતાનાં પાદશાહ તેમ છેવટે જુદદીનો વાસ્તે પણુ દોઆ ચાહેછે. ઇરાંનીઓ પોતાની શાળગેરીનો દીવસ બહુ મોહટો ગણેછે. તેઓને સરાબ પીવાનો ઘણોજ શોખ હોયછે, તેમ તેઓ સુફરાપર અદબથી બેસેછે અને સરાબ પીતીજ વખત તેઓ અગતની બાબદો અરસપરસ રજુ કરી તેપર વાદવીવાદ ચલાવી નીવેડો આણે છે. બહાદુરોની તારીફ તેઓમાં પહેલે દરજજેની છે અને પછીની તારીફ ઘણાં ફરજંદારોની હોયછે. તેઓ પોતાનાં બચ્ચાંને પાંચથી વીસ વરસની ઉમરતક ત્રણુ જાતની તાલીમ આપેછે અને તે એ કે-સાચું બોલવું—ઘોડાપર બેસતાં શીખવું--તેમ તીર મારી જાણવું. ઇરાંનીઓ જે ચીજ કરવી એબભરેલી સમજે છે તે વીશે બોલવું પણ એબભરેલું ગણેછે. તેઓ જુઠું બોચરવાને મોહટો ગુનાહ સ્વીકારેછે તેમ કરજ કરવામાં તેઓ મુખ્ય એબ સમજે છે. કોહડવાલા યા તેવાજ બીજા ઉડતા રોગોથી પીડાતા લોકોને તે-

ઓ પોતાની સમક્ષ ઉભા રહેતાં અટકાવેછે, તોપણ તેવા માણસો ઉપર રહેમાં દીલી વધુ બતાવેછે. નહી નાહાંને નજીસાઇથી ખરાબ કરવાને તેઓ ઈ-ચ્છતા નથી તેમ તેમાં આંગ યા હાથ પગ ધોવાનું ગુનાહભરેલું સમજેછે. તેઓ કુતરાંને મારતાં નથી પણ કીડી-મકોડા વીગેરે જીવજંતુ-ઓનો નાશકરવામાં તેઓ સવાબ સમજેછે.* પરજ્ઞાતવાલા સાથ બેસીને ખાવામાં તેઓનાં ધરમમાં મનાઇ નથી. તેમ તેઓ યુનાની છોકરી-ઓ સાથ શાહદી કરવા તેમ પોતાની છોકરીઓ તેમને આપવા અણઘટ-તું જોતા નથી. †વળી મોહટી ઝયાફતમાં પોતાની બાંનુઓને માથે લીધા વગર જવનું હરામ સમજેછે. તેઓ હીંચકારાનાં દુશમન તેમ લડાયક થવા બહુ આતુર હોયછે. તેઓ જયાં સુધી પાંચ પૈસાનો દમ રાખતાં હોય ત્યાં સુધી પોતાપર બીજાની સાહેબી કબુલતા નથી.

---

* યુનાનમાં આવેલા થીબસ શેહરમાં કરીન નામનાં એક માતબર રહેવાસીએ એક વખત ઇરાનનાં એક ઉમરાવને ખાણું આપયું હતું તે વખત ત્યાં પચાશ યુનાની તેમ પચાશ ઇરાનીઓને સુફરાપર હાજર થવા નોહતરયા હતા. અને દરેક બેઠક ઉપર એક યુનાની તેમ એક ઇરાનીએ એક બીજા સાથ બેસીને ખાધું હતું.

વળી દારાએસ પાદશાહ વીરો પણ એવું કહેછે કે તે પોતાનાં એક યુનાની તબીબ નામે દમોશી દીધા વગર કોઇ પણ વખત જમવા બેસતો હતો નહી.

† માસીડોન્યાનાં પાદશાહ આમીન ટશની દરબારમાં ઇરાનનાં પાદશાહ દારાએસે જયારે એક એલચી મોકલ્યો હતો ત્યારે માસીડોન્યાંનાં પાદશાહ તરફથી તે એલચીને તેમ તેની સાથે આવેલા બીજા ઇરાંનીઓને એક મોહટી ઝયાફત આપવામાં આવી હતી ત્યારે માસીડોન્યાની એક પણ બાનુ સુફરાપર હાજર રહેલી ન હોવાથી ઇરાંનીઓ અચંબો પામયા હતા. સઘલાઓ ન્યામતથી ધરવારયા બાદ જયારે શરાબ નોશ કરવો શરૂ કીધો ત્યારે તેઓમાંનો એક ઇરાંનો કે જે આ એકસપેટાઇ સપજી શકયો નહીં તે મીજલસમાં ઉભો થઇ પાદશાહ આમીન ટશને બાઅદબથી કહેવા લાગયો કે હે હમારા મેજબાન નામવર માસીડોન્યાનાં પાદશાહ! હમારા ઇરાંનીઓનો દસતુરજછે કે મોટી ઝયાફતની વખતે હમો હમારી બાનુઓને હમારી સાથ ભાગ આપયે છીયે.




મુંબઇઃ—રાપન પ્રીનટીંગ પ્રેસ, ધોબીતલાવ.